स्वराज्य लेखमाला नं. १५.

૩૨ મી હિંદી રાષ્ટ્રીય પરિષદ્—૧૯૧૭ના

# પ્રમુખ–એની બેસંટનું ભાષણ.



ધી હોમરૂલ લીગ,

૨૫૧, હૉર્નબી રોડ, મુંબાઈ.

કિંમત ૦–૨–૦; ૫૦ નકલની કીંમત રૂ. ૪–૦–૦

# હોમ રૂલ લીગ.
## તમે કેમ મદદ કરશો ?

૧. હોમ રૂલ યાને સ્વરાજ્ય સંબંધી સાહિત્યનો અભ્યાસ કરો.

૨. હોમ રૂલ સંબંધી સાહિત્ય તમારા ગામના લોકોમાં વહેંચો, તમારાથી બને તેટલું સાહિત્ય ખરીદ કરો, અને જો તમારામાં ખરીદવાની શક્તિ નહિ હોય, તો અમે તમને મફત મોકલીશું.

૩. બને ત્યારે હોમ રૂલ સંબંધી વાતો કરો, અને જો તે માટે તક નહિ મળે તો તક ઉભી કરો.

૪. તમારા કુટુંબની સ્ત્રીઓને કેળવણી આપો કે જેથી કરીને તેઓ તમારી સાથે દેશને માટે ખુશીથી ભોગ આપવાને તૈયાર થાય.

૫. તમારા મિત્રોને એકઠા કરી, તેમની સાથે સ્વરાજ્ય સંબંધી અનેક પ્રશ્નો વિષે ચર્ચા ચલાવો. તમારા નાના મંડળમાંથી હોમ રૂલ લીગની શાખા ઉભી થશે.

૬. ન્યુ ઇન્ડિયા કે બીજા કોઈ સારા રાષ્ટ્રીય છાપાને માટે ઘરાક મેળવો.

૭. તમારા ગામ કે શહેરની સ્થિતિ ઉપર ધ્યાન આપો, તેમાં શું સુધારા કરવા જેવા છે, તથા થઈ શકે એમ છે, તેનો વિચાર કરી કાઉન્સિલ કે બૉર્ડ ઉપરના તમારા પ્રતિનિધિને તે સંબંધી સૂચના કરો.

૮. તમારા ગામની કૅાંગ્રેસ કમિટીના સભાસદ થાઓ અને તેની સભામાં નિયમિત રીતે હાજર રહો.

૯. નૅશનલ કૅાંગ્રેસની વાર્ષિક સભામાં હાજર રહેવાને માટે જરૂરની રકમ બચાવવાની કોશિષ કરો.

૧૦. હોમ રૂલ લીગના ફંડને માટે એક નાની રકમ પણ નિયમિત રીતે મોકલતા રહો.

૧૧. તમે બીજે ગામ જાઓ તો ત્યાંના હોમ રૂલ લીગની મુલાકાત લો. જો ત્યાં હોમ રૂલ લીગની શાખા નહિ હો તો તે સ્થાપવામાં મદદ કરો. શાખા ઉભી કરવાને માટે ત્રણ સભાસદો બસ છે. તમારી સાથે સ્વરાજ્ય સંબંધી સાહિત્ય લઈ જઈ વહેંચો.

## ટુંકમાં

હિન્દને માટે હોમ રૂલ એટલે સ્વરાજ્ય મેળવવાની કાયદેસર હીલચાલને તમારાથી બને તેટલી મદદ આપો.

# બત્રીસમી હિંદી રાષ્ટ્રીય પરિષદ્—કલકત્તા ૧૯૧૭.

# પ્રમુખ—એની બેસંટ

## પ્રમુખનું ભાષણ.

પ્રતિનિધિબંધુઓ અને મિત્રો,

મારી પહેલાં આ સ્થાને બેસનાર દરેકે, હિંદ કંઇ આપી શકે તેમાં સૌથી શ્રેષ્ટ પ્રકારના માનને માટે યોગ્ય શબ્દમાં ઉપકાર માન્યો છે. એ તેની સંપૂર્ણ સંમતિ, વિશ્વાસ અને પ્રેમનું ચિન્હ છે, અને જેને તે એ સ્થાનપર બેસાડે છે તે તેની સેવાના વરસને માટે તેનો ચુંટાએલો નેતા છે. મારી પહેલાં આવનારાઓને તેમનો આભાર દર્શાવવાને માટે યોગ્ય શબ્દો મળ્યા છે પરંતુ તમારી પ્રત્યે મારૂં ઋણ તેમના કરતાં અતિશય મોટું છે, અને તે હું કયા શબ્દોમાં પ્રદર્શિત કરૂં? કારણ કે પરિષદના ઇતિહાસમાં પ્રથમ પહેલીજ વાર તમે એક એવી વ્યક્તિને તમારા પ્રમુખ તરિકે ચુંટી કાઢી છે કે જે ચુંટણીને વખતે સરકારની ઇતરાજીની ભારે આણ નીચે હતી અને જે જાહેર સહિસલામતીને માટે હાનિકારક શખ્સ તરિકે નજર કેદ પડી હતી. જ્યારે મારી નામોશી થતી હતી ત્યારે તમે મને માનથી ભૂષિત કરી; જ્યારે મારી નિંદા થતી હતી ત્યારે તમે મારા પ્રમાણિકપણા અને શુદ્ધ નિષ્ટામાં શ્રદ્ધા દર્શાવી; જ્યારે હું આપખુદી સત્તાની એડી નીચે કચડાતી હતી ત્યારે તમે મને તમારા નેતા તરીકે વધાવી લીધી; જ્યારે મને બોલતી બંધ કરવામાં આવી અને જ્યારે હું મારો બચાવ કરવાને અશક્ત હતી ત્યારે તમે મારો બચાવ કરી મારે માટે છુટાપણું મેળવ્યું. હું હલકામાં હલકી રીતે પણ સેવા કરવામાં મગરૂર હતી પરંતુ તમે મને ઉંચે ચઢાવી દુનીઆ આગળ તમારી ચુંટાએલી પ્રતિનિધિ તરીકે મુકી. તમારો ઉપકાર માનવાને મારી પાસે શબ્દો નથી, તમારૂં દેવું વાળવાની મારામાં વાક્ચાતુરી નથી. મારાં કાર્યો-

નેજ મારે માટે બોલવું પડશે, કારણ કે મારા શબ્દો તે માટે અતિ કંગાળ છે. હું તમારી ભેટને માતૃભૂમિની સેવામાં વાપરીશ; હું મારી જીંદગી કાર્યોથીજ પૂજા કરવા માટે તેને ફરીથી અર્પણ કરીશ. જે સઘળું મારી પાસે છે અને જે હું છું તે હું એ માતાની વેદીએ ધરૂં છું, અને આપણે સઘળા સાથે મળીને શબ્દો કરતાં સેવાથીજ **વંદેમાતરમ્**ની ગર્જના કરીશું.

હું હિંદમાં જન્મવાને ભાગ્યશાળી થઈ નથી પણ ઉત્તર સમુદ્રનો જે નાનો ટાપુ પશ્ચિમમાં સ્વતંત્ર સંસ્થાઓનો પાયો નાંખનાર છે તે ટાપુમાંથી હું આવું છું, એ જોતાં હિંદના ભવિષ્યના આ કટોકટીના પ્રસંગે મને તમે ચુંટી કાઢી છે તેમાં કદાચ એક અર્થ છે. આર્ય મુસાફરો કે જેઓ યુરોપની ભૂમિપર પથરાઇ ગયા તેઓ તેમની સાથે એશીઆની જન્મભૂમિમાં તેમના લોહીમાંજ રોપાએલાં સ્વતંત્રતાના બીજ લેતા ગયા. પશ્ચિમના ઈતિહાસકારો સેકસન ગામડાંઓના સ્વરાજ્યની છાયા પૂર્વમાં તેમની પહેલાંની પણ તેમના જેવીજ સંસ્થાઓમાં જુએ છે અને સ્વતંત્ર અને સ્વપર્યાપ્ત ગ્રામ્ય મંડળોના આર્ય મુળમાંથી અંગ્રેજી સ્વતંત્રતાના વિકાસને ફુટી નીકળતો દેખે છે.

જેવી રીતે તેની વર્ષો સુધી પોષાએલી સહિસલામતી અહીં ઈસ્ટઇન્ડીઆ કંપનીથી નાશ પામી હતી તેવી રીતે તેનો વિકાસ ત્યાં નૉર્મન જાગીર પધ્ધતિથી કચડાઇ ગયો હતો. પરંતુ ઈંગ્લંડમાં તેણે તેના બંધનો તોડી નાંખ્યાં અને સ્વતંત્ર પ્રજાકીય મંડળને પોષ્યાં. અહિંયા પણ તેવીજ રીતે તે કૉન્ગ્રેસની પ્રવૃતિમાં અને ત્યાર પછી હમણાંજ થોડા વખત ઉપર મોસ્લેમ લાગની પ્રવૃત્તિમાં ફુટી નીકળી અને આજે તે હિંદ સ્વરાજ્ય સંઘ તરીકે ખીલે છે. મિલ્ટન, ક્રોમવેલ, સિડની, બર્ક, પેન, શેલી, વિલબર ફૉર્સ, ગ્લૅડસ્ટનનું ઇગ્લંડ; મેઝીની, કોસુથ, ક્રૉપોટકીન, સ્ટેપનીયકને આશ્રય આપનાર ઈંગ્લંડ, અને ગેરીબૉલ્ડીને વધાવી લેનાર ઈંગ્લંડ, જુલમી સત્તાનો શત્રુ, આપખુદી રાજ્યનો દુશ્મન, સ્વાતંત્ર્યપ્રિય ઈંગ્લંડ એજ ઈંગ્લંડ હું આજે અહીં તમારી આગળ રજુ કરવા ઇચ્છું છું. આજે હિંદ ભીખ માગતી પ્રજા તરીકે નહીં પરંતુ આત્મજ્ઞાનવાળા, સ્વમાનવાળા, સ્વતંત્ર થવાના નિશ્ચયવાળા, એક રાષ્ટ્ર તરિકે ટટાર ઉભું છે. તે બ્રિટન તરફ પોતાનો હાથ લંબાવે છે, અને તાબેદારી નહી પણ મિત્રતા, આધીનતા

નહીં પણ સહકાર આપવા ઇચ્છે છે. આ વખતે પશ્ચિમમાં જન્મેલી પણ ભાવનામાં પૂર્વની, ઇંગ્લંડમાં ઉછરેલી પણ સ્વેચ્છાથી હિંદી થએલી મને તમે ગ્રેટબ્રિટન અને હિંદ વચ્ચેના ઐક્યના પ્રતીરૂપ તરીકે ઉભી રહેવા દો; આ ઐક્ય જોર જુલમથી નહીં પણ હૃદયની લાગણીથી અને સ્વતંત્ર પસંદગીથી થએલું છે અને માટેજ તે ન તૂટી શકે એવી પ્રેમ અને પરસ્પર સહકારની બન્ને રાષ્ટ્રોને લાભદાયક અને ઇશ્વરની આશિષ પામેલી ગાંઠ છે.

## દાદાભાઈ નવરોજજી.

હિંદના મહાન નેતા દાદાભાઇ નવરોજજીએ તેમનું મૃત શરીર છોડયું છે અને હિંદની પ્રગતિ ઉપર નજર રાખનાર અને તેમાં મદદ કરનાર અમર પુરૂષોના મંડળમાંના તેઓ એક થયા છે. તે સ્વતંત્રતાની વેદી તરફ આપણને લઇ જનાર તારાઓ જેવા મહાન પુરૂષો, ડબલ્યુ. સી. બોનરજી, રાનડે, એ. ઓ. હ્યુમ, હેન્રી કૉટન, ફીરોજશાહ મેહતા અને ગોપાલ કૃષ્ણ ગોખલે સાથે તેઓ આજે છે.

સ્વિનબર્નના સુંદર પદ્યમાં કહીએ તો:—

"એમને, હે મનુષ્યો તમે માન આપશો.
માત્ર સ્વતંત્રતા અને એમનેજ.
તારે ખાતર સર્વે મનુષ્યોને ખાતર અને મારે ખાતર,
હે બંધુ, તેમના મુગટો ઝળકે છે,
તેથી તેના ( સ્વતંત્રતાના ) મંદીરના માર્ગ ઉપર પ્રકાશ પડે છે,
અને આપણી આંખો તેના ઉપર ચોંટે છે,
અને આપણા હાથ તેને પગે વળગે છે."

ભક્તિ અને આદરના મારા ભાંગ્યા તૂટ્યા શબ્દોથી હું તેના ગુણ ગાવા માંગતી નથી. તેના કાર્યોજ તેના ગુણ ગાય છે, અને તેની દેશસેવાજ તેની સ્થાયી કીર્તિ છે. તેની સુંદર હિંમત તેમજ તેની નિડર ભક્તિમાં તેને પગલે ચાલવાથી આપણે ઋણમુક્ત થઈશું અને તેથી જે હોમ રૂલ યાને સ્વરાજ્ય તેઓ આ જીવનમાં જોવાને આતુર હતા અને જે ટુંક વખતમાં તેઓ પરલોકમાંથી જોશે તે સ્વરાજ્ય આપણે મેળવીશું.

## લડાઈ અને લડાઈ પહેલાંનો લશ્કરી ખરચ

તે મહાન યુદ્ધ કે જેના વમળમાં એક પછી એક અનેક પ્રજાઓ ખેંચાઇ છે તેનું આ ચોથું વરસ ચાલે છે. સરકારે ખબરના સંબંધમાં જે જાપ્તી નાંખી છે તેથી સરકારોના મંડળની બહારના કોઇને માટે પણ લડાઇની મુદત વિષે કહેવું અશક્ય થઇ પડયું છે. પરંતુ રાજ્યદ્વારી. તરીકે નહીં પણ આધ્યાત્મિક નિયમોના અભ્યાસ કરનાર તરીકે મને તો તેનો અંત ચોકસ જણાય છે. કારણ કે આપખુદી સત્તા અને એક પ્રજા ઉપર બીજી પ્રજા તરફથી થતી ગુલામગીરીના દોષો દેખાડવાનું તથા તેનો નાશ કરવાનું અને રાષ્ટ્રના વિસ્તીર્ણ આત્માના હિતને અનુરૂપ થાય તેટલે દરજ્જે વ્યકિતના નાના આત્માના, સ્વરાજ્યના અને આત્મવિકાસના ઇશ્વરદત્ત હક તથા દરેક રાષ્ટ્રના તેવાજ હકને મજબૂત પાયા પર મુકવાનો આ લડાઇનો સાચો હેતુ છે. આપખુદી સત્તા, એક વ્યકિતનું રાજ્ય અને તેથી પણ વધારે ઘાતક અધિકારી વર્ગનું રાજ્ય--વજ્ર જેવી રૂઢીમાં જડ થઈ ગયેલા મંડળનું રાજ્ય—એમને લંબાવવાની વૃત્તીવાળાં બલો—અસલના રાવણની માફક–યુરોપના મધ્ય રાજ્યોના સત્તાધિકારીઓમાં એકઠાં થયેલાં છે અને તે એટલા માટે કે તેમનો સાથેજ નાશ થાય. કારણ કે જુના યુગના સદંતર વિનાશ થયા સિવાય નવા યુગની શરૂઆત થઈ શકે નહીં. જુની સંસ્કૃતિને આપણા કાન આગળ કડ કડ તૂટી પડતી દશામાં લાવનાર તત્ત્વો જ્યાં સુધી દૂર થાય નહીં ત્યાં સુધી ધર્મ અને ન્યાય એટલે કે ભ્રાતૃભાવ, નિયમબદ્ધ સ્વતન્ત્રતા, શાંતિ અને સુખની નવી સંસ્કૃતિ રચી શકાય નહી. એટલા માટેજ આ યુદ્ધ તેનાં નિર્મિત અંત સુધી લઢાય એ જરૂરનું છે, અને કવખતની સલાહથી તેનો હેતુ અસાધ્ય રહેવો જોઇએ નહી. આપખુદી સત્તા અને અધિકારીશાસન પૂર્વમાં અને પશ્ચિમમાં સદંતર નાશ પામવાં જોઇએ અને તેના ફણગા ભવિષ્યમાં ફરીથી ન ફુટે તે માટે તે મનુષ્યની નજરમાં દોષિત ઠરાવવાં જોઇએ. સ્વતંત્ર પ્રજાઓની સરકાર કરતાં તેઓ તેમની માનીતી યુદ્ધની રમતમાં પણ ઓછાં કુશળ સાબીત થવાં જોઇએ અને તેમના વજ્ર જેવાં યંત્રો કે જે પ્રથમ બાહ્ય આબાદી અને ફત્તેહને લાવે છે તે પ્રજાકીય રાષ્ટ્રોની જીવન્ત અને વળી શકે એવી સંસ્થાઓના કરતાં ઓછાં સ્થાયી અને ઓછાં કાર્યસાધક પૂરવાર થવાં જોઇએ. જગતની આગળ તેઓ નિષ્ફળ ઠરવાં

જોઇએ કે જેથી કરીને ઉપર ટપકેની ફત્તેહનો ચળકાટ સદાને માટે નાશ પામે. તેમને વિકાસક્રમમાં તેમનું સ્થાન તથા સમય મળ્યાં છે, અને તેમણે તેમનું કાર્ય કર્યું છે. હાલના સમયને તે અનુસરતા નથી. વધુ જીવવાને અયોગ્ય છે. અને તેથી તેનો નાશ થવો જોઇએ.

ગ્રેટબ્રિટને હથીઆર પકડયાં તે એક નાનકડા રાષ્ટ્રની કરારોથી કબુલાએલી સ્વતંત્રતાના બચાવને માટે અને જે મહાન સિદ્ધાંતો તેણે જાહેર કર્યા તેથી હિંદ અને સંસ્થાનો ઉપર વિજળીના જેવી અસર થઈ. તેઓ સઘળાં વગર તકરારે અને વિલંબે તેના પક્ષમાં કુદી પડયાં; તેઓએ સ્વતંગતાના સૈનિક પુરાણા ઈંગ્લંડનો અવાજ સાંભળ્યો અને તેથી તેમના હૃદય કંપી ઉઠયાં. પરંતુ લોર્ડ હોલ્ડેનની અગમચેતી તથા બુદ્ધિથી ઉભું થયેલું ગ્રેટ બ્રિટનનું નાનું સ્થાનિક લશ્કર અને લોર્ડ હાર્ડીંજના ત્વરિત નિશ્ચયથી લઢાઈમાં દોરાએલું જલદીથી એકઠું થઇ શકે એવા હિંદી લશ્કર સિવાય સર્વે કંઇ પણ તૈયારી વગરના હતા. બ્રિટનનું નાનું લશ્કર વખત મેળવવા, ફ્રાન્સના હૃદય પેરિસ તરફનો રસ્તો બંધ કરવા લઢયું અને પગલે પગલે પાછા હઠતાં જતાં લઢી, જે વખતને માટે તે લઢતું હતું તે મેળવ્યો. અને પછી હિંદના પુત્રો કે જેઓ ફ્રાન્સની ભૂમિ ઉપર આવી પહોંચ્યા હતા તેમને મેદાનમાં મોકલવામાં આવ્યા અને તેઓ અંતનો શ્વાસ લેતી થાકી ગયેલી ટુકડીઓના હર્ષનાદમાં થઇને દુશ્મનો ઉપર હુમલા કરી પાછા હઠવાનું બંધ કરાવ્યું અને બ્રિટીશ લશ્કર સાથે મળીને ન તુટે એવી હાર બનાવી અને તે હારે બે ભયંકર શીઆળા દરમિયાન મોત સાથે બાથ ભીડી—વારંવાર આ ગરમ પ્રદેશના સૈનિકો ઠરી ગયેલા કમરપુર કાદવમાં ખડા રહેતા—અને શત્રને શરણે થવું તે શું તે તેઓએ જાણ્યું પણ નથી.

ગ્રેટબ્રિટન તે સ્વતન્ત્રતાનું હિમાયતી અને જર્મની તે જુલમી રાજ્યનું હિમાયતી એ હિન્દે સ્પષ્ટ રીતે જોયું અને જે તેણે જોયું તે સાચુંજ હતું. પોતાને સ્વતન્ત્રતા ન હોવા છતાં અને જર્મન જુલમને બાજુએ બેસાડે એવા સખ્ત ધારાઓથી ખમવું પડતું હોવા છતાં તે ગ્રેટબ્રિટનની હારે ઉભું રહ્યું તે યોગ્ય હતું. તે જાણતું હતું કે એ ટુંક વખતને માટેજ હતા કારણ કે અંગ્રેજી સ્વભાવ વિરૂદ્ધ હોઇ તેઓ નાશને માટે નિર્મિત

થઇ ચુક્યા હતા; તેણે જર્મન સોનાની લાલચો તુચ્છકારી કાઢી અને બળવો ઉઠાવવા માટેનો જર્મન આગ્રહ પાછો વાળ્યો. તેણે પૈસા અને માણસો આપવાની માગણી કરી. તેના શિક્ષિત વર્ગોએ, તેના વકીલોએ વોલંટીઅર થવા કહ્યું, તેમને સ્વીકારવાને માટે વિનંતિ કરી. પરન્તુ હિન્દી અંગ્રેજોના સતત જાગતા અવિશ્વાસે તે માગણી પાછી વાળી, માણસોની ના પાડી અને પૈસાને માટે દબાણ કર્યું. પરિણામે કેળવાએલું હિન્દ નિરાશ થઇને, નાઉમેદ થઇને પાછું પડયું અને બે રાષ્ટ્રોને સાથે ગુંથવાની સુંદર તક જતી રહી.

લડાઈની શરૂઆતના વખતમાં મેં એમ કહેવાની હિંમત કરી હતી કે યુરોપની માફક હિન્દમાં પણ આપખુદી અને અધિકારી શાસનનો અંત આવવો જોઇએ એમ ઈંગ્લંડ જ્યાં સુધી સ્વીકારે નહીં ત્યાં સુધી લડાઇનો અન્ત આવશે નહીં. કલકત્તાના ભલા બિશપે, તેની સ્વતન્ત્ર કોમને યોગ્ય એવી હિમ્મતથી થોડાક વખત ઉપર જાહેર કર્યું હતું, કે યુરોપમાં આપખુદી સત્તા ઉપર જીત મેળવવા પ્રાર્થના કરવી અને એજ સાથે હિન્દમાં એ સત્તા જાળવી રાખવી એ દાંભિક ગણાય. હવે સ્વરાજ્ય એજ ગ્રેટબ્રિટનનો હિન્દમાં મુખ્ય હેતુ છે, અને તેનો એક સંગીન હિસ્સો એકદમ આપવામાં આવનાર છે, એમ સ્પષ્ટપણે અને ચોક્કસ રીતે જાહેર કરવામાં આવ્યું છે; જ્યારે લખનોમાં ગયે વરસે ઘડવામાં આવેલા સુધારાઓ આપી આ વચન પાળવામાં આવશે ત્યારે લડાઇનો અન્ત નજરે પડશે. કારણ કે જ્યાં સુધી આપ ખુદી સત્તાના મોતનો ઘંટ વાગ્યો નથી ત્યાં સુધી લડાઇનો અન્ત આવી શકે નહીં.

જે કારણોથી હિન્દની સહાનુભૂતિના પ્રથમ આતુર ઉદ્દગારો કેટલેક અંશે ઢંકાઇ ગયા છે અને જેને લીધે તેના વિચારો મોટે ભાગે સામ્રાજ્યમાં તેના પોતાના સ્થાન તરફ વળ્યા છે તે માટે હિન્દ પોતે જોખમદાર નથી અને તે વિષે હું હમણાં વિવેચન કરીશ. પરન્તુ તેથી જે મોટી મદદ તેણે આપી છે અને હજી પણ આપે છે તેમાંથી કાંઇ પણ ઓછું થતું નથી. હાલની લડાઈના ઘણો વખત પહેલાં—પ્રથમ જ્યારે તેના હાથમાં વાંધો દર્શાવવાની સત્તા નહોતી ત્યારે અને પછી ૧૮૮૫ માં કૉંગ્રેસના ચાલુ પોકાર છતાં તે હમેશ વધતા જતા લશ્કરી ખરચને તાબે થયું હતું એ ભુલી જવાવું જોઇએ નહિં. આ ખરચ

કેટલેક અંશે ૧૮૫૯ની યોજનાને લીધે હતો અને કેટલેક અંશે તેની સરહદ બહારની જુદી જુદી લઢાઇઓને લીધે, તથા સરહદ અને સરહદ બહારની ચઢાઇઓ માટે હમેશના ખરચને લીધે હતો. આ ચઢાઇઓમાં હિન્દને કંઇ પણ લાભ નહોતો. તે સામ્રાજ્યના કહેવાતા લાભ માટે મોકલવવામાં આવી હતી–તેના પોતાના લાભ માટે નહીં.

૧૮૫૯ થી ૧૯૦૪ સુધીના ૪૫ વરસમાં હિન્દી લશ્કર ૩૭ લઢાઇ અને ચઢાઇઓમાં રોકાયું હતું. આમાં દશ મોટી લઢાઇઓ હતી. ૧૮૬૦ અને ૧૯૦૦ માં બે ચીન સાથેની લઢાઇઓ, ૧૮૬૪–૬૫ની ભૂતાનની લઢાઈ, ૧૮૬૮ ની એબીસીનીઆની લઢાઇ, ૧૮૭૮–૭૯ ની અને કાબુલ મીશનની કતલ પછી શાસ્ત્રીય પદ્ધતિપર સરહદ રચવાની શોધમાં સરહદ વધારનારી ૧૮૭૯-૮૦ ની બીજી લડાઇ; એ પ્રસંગે કીન કહે છે કે પેશાવરથી કવેટા સુધી અને સિન્ધુ નદીથી સુલેમાન પર્વતોના પશ્ચિમ ઢોળાવ સુધી સરહદ વધારવામાં આવી હતી. ૧૮૮૨ ની ઇજીપ્તની લડાઈ કે જેમાં હિન્દી લશ્કરે ખાસ નામના મેળવી; ૧૮૮૬ માં ઉત્તર બરમા જોડી દેવાડનારી ૧૮૮૫ ની બરમીઝ લડાઇ; ૧૮૯૦ અને ૧૯૦૪ માં ટીબેટની ચઢાઇઓ. આ ઉપરાંત નાની લઢાઇઓની સંખ્યા સત્તાવીશ હતી. ૧૮૫૮ માં નાની અને ૧૮૬૩ માં મોટી સીતાનાની ચઢાઇ; ૧૮૫૯ માં નેપાળ અને સીકીમપર; ૧૮૬૪માં સીકીમ ઉપર; ૧૮૬૮ માં વાવ્ય ખુણા ઉપર ગંભીર લડાઇ; ૧૮૭૧–૭૨ માં લુશેશ સામે; ૧૮૭૪–૭૫ ડાફ્લાસ સામે; ૧૮૭૫ માં નાગાસ સામે; ૧૮૭૭ આફ્રિડીસ સામે; ૧૮૭૯ માં રામવાહીલની ટોળીઓ સામે; ૧૮૮૧ માં વઝીરીઝ અને નાગાઝ સામે; ૧૮૮૪ માં આખાસ સામે અને તેજ વરસે અને પછી ૧૮૯૦ માં ઝોબની ખીણ સામે ૧૮૮૮–૮૯ માં એક બીજી સિકીમ સામે, એકોઝેસ સામે (કાળા પર્વતની ચઢાઇ) અને ઇશાન ખુણાની પહાડી ટોળીઓ સામે; ૧૮૯૦ માં કાળા પર્વતની બીજી ચઢાઇ અને ૧૮૯૨ માં ત્રીજી ચઢાઇ; ૧૮૯૦ માં મણીપુરની ચઢાઇ; ૧૮૯૧ મ લુશેસ સામે બીજી ચઢાઇ અને તેજ સમયે મીરાન્ઝલ ખીણ સામે એક; ચિત્રાલની ચઢાઇમાં ૧૮૯૪–૯૫ નું વરસ ગયું અને તિરાહની ગંભીર લઢાઈ કે જેમાં ૪૦૦૦૦ માણસો રોકાયાં હતાં તે ૧૮૯૭ અને ૯૮ માં થઇ. આ લાંબી ટીપ કે જે હું ૧૯૦૪ પછી બન્ધ કરૂં છું તે ૧૯૦૧ માં મશુદ સામે, ૧૯૦૨ માં કાબાલીઝ સામે અને આગળ જણાવેલી તીબેટની

લ્ઢાઇથી પૂરી થાય છે. આ સઘળા બનાવો લશ્કરી ખરચમાં થતો જતો વધારો સમજાવે છે અને ૧૮૭૮માં મૉલ્ટા અને સાઇપ્રસખાતે હિન્દી લશ્કર મોકલવામાં આવ્યું અને તે કાંઈક તમાસા રૂપેજ હતું એ પણ આપણે ઉમેરવું જોઇએ, અને ૧૮૮૪ માં રશીઅન ભયને નામે જણાયેલી વાત માટે લગભગ ૨૦ લાખ પૌન્ડનો ખરચ સર્વે સામ્રાજ્યની રાજનીતિને આભારી હતાં, હિન્દી રાજ્યનીતિને નહીં. હિંદ ઉપર નાંખવામાં આવેલાં આ બોજાઓમાંના ધણાએક સામે હિન્દી સરકારે પોકાર પણ કર્યા હતા ત્યારે કેટલાકને માટે કીર્તિના લોભી વાઇસિરાયો તરફથી ઉત્તેજન મળ્યું હતું. આ લાંબી ટીપ સમ્પૂર્ણ હોય એમ હું ધારતી નથી.

જ્યારથી હિંદનો રાજ્યકારભાર તાજે લઇ લીધો છે ત્યારથી હિંદને સામ્રાજ્યની લશ્કરી મીલકત અને તાલીમના સ્થળ તરીકે લેખવામાં આવ્યું છે; ઇસ્ટઇન્ડિયા કંપની જે લશ્કર નીભાવતી હતી તે માત્ર હિન્દના લાભ તથા બચાવ માટે વપરાવું જોઇએ એવો તેણે આગ્રહ કરી આ સ્થિતિમાં-થી હિંદને ધણે અંશે બચાવ્યું હતું. જો હિંદની લડાયક કોમોની સ્વભાવિક વૃત્તિને તેનું પહેલાનું ક્ષેત્ર આપવામાં આવ્યું હત તો લશ્કરી હેતુઓ માટેની સામ્રાજ્યને તેની કીંમતે તેના માન તથા તેની દોલતને એકી વખતે આટલું ગંભાર નુકશાન કર્યું ન હતે. પરંતુ રાજ્યકારભાર તાજે પોતાના હાથમાં લીધા પછી વીસ વર્ષે પ્રજાને હથિયાર વગરની કરવાથી રાષ્ટ્ર નમાલું થયું ને લઢાઇને માટે નકામી મનાતી કોમોને અને કેટેલીક વખતે લઢાઇના કાર્યમાં અતીપ્રવિણ અને તેથી વિશ્વાસ ન મુકવા જેવી કોમોને બાતલ કરવાથી લશ્કરમાં ભરતી વધુ ને વધુ પ્રમાણમાં ઉત્તર-ના પ્રદેશોમાંથી થઈ, અને બંગાલી અને મદ્રાસી લોકો કે જેમના ઉપર કંપની મોટે ભાગે આધાર રાખતી હતી તેમનું શારીરિક બળ કમી થયું.—

પંજાબની સરસાઈ કે જેના ઉપર સર માઇકલ ઓડવાયરે થોડા દિવસ ઉપર ખાસ ભાર મૂકયો હતો તે કૃત્રિમ છે, અને બ્રિટીશ પદ્ધતિ અને રાજનીતિથીજ ઉભી થએલી છે; તથા અન્ય સ્થળે લશ્કરમાં ભરતી કમી છે અને જેના ઉપર તેણે અપમાનકારક રીતે ભાર મૂકયો હતો, તે પણ એજ પદ્ધતિ અને રાજનીતિનું પરિણામ છે કે જેથી લશ્કર-માંથી બંગાલી, મદ્રાસી, અને મરાઠાઓ મોટે ભાગે બાતલ થયા છે. છતાં બંગાલમાં લડાયક જુસ્સો ફરીથી ઉત્પન્ન થયો છે અને તે પણ ખાસ

ફરીને લૉર્ડ કર્ઝનની આપખુદી સત્તાથી બંગાલ ભાગલાના અસહ્યના અપમાનથી બંગાલીઓની ઉશ્કેરાએલી લાગણીને લીધેજ. આ વિષે ગોપાળ કૃષ્ણ ગોખલે એ કહ્યું હતું:—

" સખ્ત અને અંકુશ વગરના અધિકારીશાસનના જુલમની સામે બંગાલની બહાદુરી ભરેલી લડતથી આખું હિંદ અજાયબ અને ખુશી થયું છે. ........... સમસ્ત હિંદ બંગાલનું ભારે ઋણી છે."

બંગાલના યુવકોમાં આ જુસ્સો એક રીતે બળવાના રૂપમાંજ જણાયો; એ બળવો જેટલે અંશે સ્વદેશી અને બહિષ્કારની ચળવળમાંજ મર્યાદિત રહ્યો તેટલે અંશે તેની આગેવાની નેતાઓના હાથમાં હતી; પણ જ્યારે તે તેમના અંકુશમાંથી ખસી છુટો થયો ત્યારે તેણે કાવતરાં, ખુન અને ધાડનું રૂપ પકડયું—મેઝીનીના દિવસોમાં તરૂણ ઇટલી અને સ્ટેપનીઅક અને ક્રોપોટકીનના દિવસોમાં તરૂણ રશિયાના આવાજ બળવાઓના સંબંધમાં આમજ થયું હતું. તેમની નિરાશાના પરિણામો કે જેની સામે અવશ્ય ફાંસી અને સખત કેદની શિક્ષાનો ઉપયોગ થતો તેનો વિચાર હાલની લડાઈ દરમ્યાન લૉર્ડ હાર્ડીંજ અને લોર્ડ કાર્માઇકલને કરવો પડયો હતો. પરંતુ આના માત્ર માઠાંજ નહી પરંતુ સંતોષકારક પરિણામ પણ હતાં; અને તે દુકાળની અસર દૂર કરવામાં બંગાળી યુવકોના આત્મભોગ અને દયા તથા એ પ્રાંતના કેટલાક ભાગોને પાણીમાં ઉંડા ડુબાડી દેનાર મોટી રેલોને પ્રસંગે તેમની હિંમતમાં જણાઈ આવતી ઉંચા પ્રકારની દ્રઢતા અને સહનશકિતનો વિકાસ હતો. હાલની લડાઇમાં તેમની સેવાઓ—એમ્બ્યુલન્સ કોર અને તેના સાધનો લઈ જતું વહાણ ડુબી ગયું ત્યારે તે પાછાં પુરાં પાડવાનું કાર્ય, તેના તરફથી મેસોપોટેમીઆમાં થયેલી સુન્દર સેવાઓ, મેદાનમાં લડાઇને માટે ૯૦૦ માણસોની તથા તેમની જગ્યા લેવાને માટે બીજા નવસો સૈનિકો સાથની બંગાલી ટુકડીની ભરતી અને હજી પણ તેમાં ભરતી થતી જાય છે—એ આ બળવાથી ઉત્પન્ન થએલા ગુણોને સેવામાં અર્પણ કરાવનાર અને ખોટાં કાર્યમાંથી સારૂં રહસ્ય આણનાર દૈવી રસાયણના દાખલાઓ છે.

વિલાયતમાં એક કેદીની બાબતમાં આવું પરિણામ જોવામાં આવ્યું છે. લડાઇમાં જવાને માટે તેને છોડી મુકતાં તેણે વિકટોરીઆ ક્રોસ

મેળવ્યો છે. રાજકીય ગુન્હા કે શકને માટે નજરકેદ થએલા દરેકને લડાઈના મેદાનમાં સામ્રાજ્યની સેવા કરવાની તક આપવામાં દૈવી દયા અને રાજકીય ડહાપણ રહેલું છે. જો જરૂર જણાય તો તેમની વધારે સખ્ત દેખરેખ હેઠળ એક જુદી ટુકડી ઉભી કરવામાં આવે પણ ગમે તેમ તેમને તેમની આબરૂ પાછી મેળવવાની તક અપાવી જોઇએ, કારણ કે તેઓ મોટે ભાગે જુવાન છે.

ઉપર જણાવેલી લડાઇઓને લીધે તથા હવે પછી જણાવવામાં આવનારા બીજા કારણોને લીધે ઉભો થએલો નાણાં સંબંધી બોજો જો હિન્દ ઉપર તેની પોતાની ઇચ્છાથી નંખાયો હતે અને જો સામ્રાજ્યને માટે તાલીમના સ્થળ તરિકે હિન્દનો ઉપયોગ થવાથી તેના પોતાના પુત્રને લાભ થયો હતે તો તે સંબંધી આટલો ખળભળાટ થતે નહીં પરન્તુ બીજી અનેક બાબતોની માફક આ બાબતમાં પણ તેણે સામ્રાજ્યનો ભાર ઉઠાવવામાં ભાગ લીધો છે જ્યારે સામ્રાજ્યની સ્વતન્ત્રતા અને સત્તામાં તેને તેનો હિસ્સો મળ્યો નથી. આ ઉપરાંત "બ્રિટીશ રીલીફ્સની" પદ્ધતિ દાખલ કરવાના ઠરાવથી આ દેશની આવક ઉપર નાશકારક બોજો પડયો છે; આ પદ્ધતિમાં હિન્દનો બ્રિટીશ ટુકડીઓને તાલીમ આપવાના સ્થળ તરીકે ઉપયોગ થાય છે અને એ રીતે જેમને તાલીમ આપવામાં આવી હોય તેમને બહાર મોકલી દેવામાં આવે છે અને તેમની જગ્યા ટુંકી નોકરીની પદ્ધતિ હેઠળ નવા માણસો લેવાય છે અને વખતોવખત તૈયાર થએલા માણસોને બહાર મોકલવાના અને તેમને લગતા બીજા ખરચો હિન્દની આવકમાંથી ચુકવાય છે જ્યારે તેનો સઘળો લાભ ગ્રેટબ્રિટનને મળે છે. આ ટુંકી નોકરીની પદ્ધતિના સંબન્ધમાં સિમલા આર્મી કમીશને જાહેર કર્યું હતું કે:

"થોડાક વખત ઉપર બ્રિટીશ લશ્કરમાં દાખલ કરવામાં આવેલી ટુંકી નોકરીની પદ્ધતિથી હિન્દમાં બ્રિટીશ લશ્કરની પ્રવિણતા કમી થઇ છે જ્યારે તેનો ખર્ચ વધ્યો છે. આ પદ્ધતિ દાખલ કરવામાં હિન્દી કર આપનારાઓના લાભનો વિચાર સદંતર બાજુએ મૂકવામાં આવ્યો છે એમ અમને લાગ્યું છે."

આ ટીકા ખચિતજ ન્યાય ભરેલી હતી. કારણ કે એ ટુંકી નોકરીની પદ્ધતિથી જે માણસોને હિન્દ તાલીમ આપતી. અને જેનો ખરચ

પુરો પાડતી તે માણસો તેને પાંચજ વરસને માટે મળતાં જ્યારે તેના બાકીના વર્ષોનો લાભ વિલાયતને જતો. આ પદ્ધતિથી વિલાયત કાળે કરી તેના “રીઝર્વની” સંખ્યા અતિશય વધારી શક્યું હતું એટલે કે હિન્દમાં હિન્દને ખર્ચે તૈયાર થયેલા ચાર લાખ માણસો તેને મળ્યા હતા.

૧૮૬૩ માં હિન્દી લશ્કરમાં એક લાખ ચાળીસ હજાર માણસો હતા અને ૬૫ હજાર ગોરા અમલદારો હતા. ૧૯૦૨ ની આખરમાં નિમાયેલા કમાન્ડર ઈન ચીફ લોર્ડ કીચનરની સત્તા દરમિયાન થયેલી પુનર્વ્યવસ્થાનો સમાવેશ કરતાં ૧૮૮૫ થી ૧૯૦૫ સુધીમાં ઘણા મોટા ફેરફારો થયા હતા. લશ્કરને લગતાં સાધનો મોટે ભાગે અહીંઆજ બનાવવાં જોઇએ કે જેથી કરીને હિન્દને એ ખરચથી લાભ થાય છતાં તે ભારે કીંમતે બ્રિટનથીજ મંગાવવામાં આવતાં એ વાતનો ઇસારો આ ઉતાવળી સમાલોચનામાં હું ભુલી શકું નહીં. થોડાક વખત થયાં લડાઇની જરૂરીઆતોને લીધે કેટલાંક કારખાઓનો દારૂગોળા બનાવવાને માટે ઉપયોગ થાય છે, પરન્તુ હિન્દ લુંટાવાને બદલે શ્રીમંત થાય એ હેતુથી આ વર્ષો અગાઉ થવું જોઇતું હતું. તેના પોતાના લાભાર્થે ખનીજ પદાર્થોની તપાસ થવી જોઇતી હતી, તે આજે માત્ર લડાઇને લીધેજ થાય છે અને પહેલાં હિન્દ જે કંઈ ખનીજ પદાર્થો ઉત્પન્ન કરી શકતે અને જો તે સ્વરાજ્ય ભોગવતું હોત તો ઉત્પન્ન કરતે તે સઘળાં પુરાં પાડવાનું કામ જર્મનીને એકહાથ કરવા દેવામાં આવ્યું હતું. હિન્દ જો માત્ર એક મિલકતજ નહીં પરન્તુ ભાગીદાર હતે તો તે આજે વધારે શ્રીમન્ત અને સામ્રાજ્ય વધારે સહિસલામત હતે. પરન્તુ એ પ્રશ્નની આ બાજુ નો વેપારીઓને સીધી રીતે લાગુ પડતી બાબત હેઠળ વિચાર થશે અને અત્રે તો અમે આશા દર્શાવવાની હિમ્મત કરીએ છીએ કે જે સરકારી મદદ લડાઇના વખતમાં દારૂગોળો બનાવનારા કારખાનાઓને આપવામાં આવી છે તે સુલેહના વખતમાં ઉદ્યોગ હુન્નરના કારખાનાઓને આપવાનું ચાલુ રખાશે. ઉપર દર્શાવેલા કારણોનું કુલ્લે પરિણામ એ હતું કે હિન્દી લશ્કરનો ખરચ અસાધારણ રીતે વધતોજ ગયો અને લડાઇ પહેલાં હિન્દ બે કરોડ દશ લાખ પાઉંડ ખરચતું હતું જ્યારે બ્રિટન માત્ર બે કરોડ એંશી લાખ અને કેનેડા અને ઓસ્ટ્રેલીઆના શ્રીમંત સંસ્થાનો માત્ર સાડા અગીઆર અને સવા અગીઆર લાખ પાઉંડ ખરચતાં હતાં. હિન્દ પાંચ લાખ

પાઉંડ સિવાય નૌકા બળના બોજામાંથી મુક્ત હતું, જ્યારે બ્રિટન તે માટે પાંચ કરોડ દશ લાખ પાઉંડ ખરચતુ હતું એ હું ભૂલતી નથી.

૧૮૮૫ પછી કૉંગ્રેસે સતત વધતા જતા લશ્કરી ખરચ સામે પોકાર ઉઠાવ્યો છે પરન્તુ કૉંગ્રેસનો અવાજ, શિક્ષિત હિન્દીઓનો અવાજ, પ્રજાના સૌથી વધારે દેશાભિમાની અને વફાદાર વર્ગોનો અવાજ ગણાવાને બદલે તે ફીતુર અને સ્વાર્થી અભિલાષાઓના અવાજ તરીકે મનાયો. ૧૮૮૫ ની પહેલી કૉંગ્રેસમાં મી. રંગાયા નાઇડુએ બતાવી આપ્યું હતું કે ૧૮૫૭ માં લશ્કરી ખરચ ૧,૧૪,૫૩,૦૦૦ પાઉંડ હતો તે ૧૮૮૪ માં વધીને ૧,૬૯,૭૫,૭૫૦ થયો હતો. આ વધારો ૧૮૫૯ ની એમાલ્ગમેશન સ્કીમ (Amalgamation Scheme) ને લીધે હતો, એમ મી. વાચ્છાએ જણાવ્યું હતું, અને તેમણે એવી ટીકા કરી હતી કે ૧૮૫૬ માં ૧,૧૫,૦૦,૦૦૦ ને ખરચે કંપની પાસે ૨,૫૪,૦૦૦ માણસોનું લશ્કર હતુ જ્યારે ૧૮૮૪ માં ૧૭૦ લાખને ખરચે તાજ પાસે માત્ર ૧,૮૧,૦૦૦ માણસનું લશ્કર હતું. આ વધારો મોટે ભાગે યુરોપિયન ટુકડીઓના વધતા જતા ખરચ, દરિયાપારના જવાઆવવાના ખરચ, લશ્કરી સરંજામ, પેન્શન, રજાના પગાર વિગેરેને લીધે હતો. આમાનો મોટો ભાગ હિન્દી સરકાર સામે થવા છતાં નાંખવામાં આવ્યો હતો અને હિન્દી સરકારની એવી ફરીઆદ હતી કે એ ફેરફારો સામ્રાજ્યના હિતના વિચારથી થયા હતા અને તેમાં હિન્દના લાભનો વિચાર ન હતો. દાખલા તરીકે હિન્દ દર વરસે "હોમ ડીપોસ" માટે સાત લાખ પાઉંડ આપતું—હોમ એટલે વિલાયતજ—અને ત્યાં લગભગ વીસથી બાવીસ હજાર બ્રિટીશ સૈનિકો રહેતા; અને આને માટે એવી દલીલ હતી કે તેમની ટુકડીઓ, તેઓ પોતે નહીં, હિન્દમાં નોકરી ઉપર હતી. મી. વાચ્છાએ જે અનેક વધારાઓ ટાંકી બતાવ્યા છે તે હું અત્રે આપી શકું નહીં પરન્તુ તેના સુંદર ભાષણમાં તે જોઇ શકાશે.

મી. ફૉસેટે એક વખત કહ્યું હતું કે જ્યારે ઇસ્ટ ઇન્ડિયા કંપની રદ થઈ ત્યારે

"હિન્દના રાજ્યકારભાર માટે અંગ્રેજી પ્રજા સીધી રીતે જવાબદાર થઇ. આ જવાબદારી ઉપર એટલું તો અપૂર્ણ રીતે ધ્યાન અપાયું છે કે

કેટલીક બાબતોમાં રાજ્યકારભારની નવી પદ્ધતિ જુનીની સરખામણીમાં હલકી ઠરે છે.......................તે વખતે ખરચ ઉપર સ્વતન્ત્ર અંકુશ હતો અને આજે તે લગભગ બિલકુલ નહીં હોય એમ જણાય છે."

હિન્દનો રાજ્યકારભાર તાજે પોતાના હાથમાં લીધા પછી હિન્દને સર્વજ્ઞ અને અકળ કુદરત તરફથી સોંપાએલી એક મહાન અને પવિત્ર ફરજ તરીકે ગણવાને મી. ડીઝરેલીએ આમની સભાને કહ્યું હતું. આ સંબંધમાં ચોથી કોંગ્રેસમાં મી. જ્યોર્જ યુલે નીચે પ્રમાણે ટીકા કરી હતી:

"(આમની સભાના) ૬૫૦ ઉપર સભાસદોએ કુદરતને જેમ ઠીક લાગે તેમ કરવાને એ ફરજ કુદરત ઉપરજ પાછી નાંખી છે." કુદરત પોતાને મદદ કરનારાઓનેજ મદદ કરે છે, એ હિન્દે યાદ કરવાનો વખત હવે કદાચ આવી લાગ્યો છે.

વરસો વરસ લશ્કરના ખરચની સામે કોંગ્રેસે પોકાર ઉઠાવવાનું ચાલુ રાખ્યું અને છેવેટ ૧૯૦૨માં ત્યાર પહેલાંના સઘળા પોકાર વ્યર્થ જતાં હિંદમાંના બ્રિટીશ સૈનિકોના પગાર વધારવાની યોજના કે જેથી હિંદી આવક ઉપર દરવરસે ૭,૮૬,૦૦૦ પાઊંડનો વધારે બોજો પડતે તે યોજના વખોડી કાઢી અને સાઊથ આફ્રિકા અને ચીનમાં લડાઇને માટે બ્રિટીશ સૈનિકોની મોટી સંખ્યા ખેંચી લેવામાં આવતી હતી તે ઉપરથી હિંદમાં બ્રિટીશ લશ્કરની સંખ્યા જોઇએ તે કરતાં વધારે હતી એમ સાબીત થતું બતાવી આપ્યું. બીજેજ વરસે કોંગ્રેસે પોકાર કરી જણાવ્યું કે વધતો જતો લશ્કરી ખરચ હિંદને બહારના હુમલામાંથી કે અંદરના કલહમાં બચાવવાને માટે નહી પરંતુ સામ્રાજ્યની રાજનીતિ પાર ઉતારવાને માટે હતો; અને સંસ્થાનો જ્યારે સામ્રાજ્યના લશ્કરી ખરચ માટે થોડું કે બિલકુલ આપતાં ન હોતાં ત્યારે હિંદને તેના પોતાના હિંદી લશ્કર ઉપરાંત સમસ્ત બ્રિટીશ લશ્કરના લગભગ ત્રીજા ભાગનો ખરચ ઉઠાવવો પડતો હતો. જ્યારે સામ્રાજ્યની હિંદની લશ્કરી સેવાઓની હાલ તુલના થાય છે ત્યારે આ હકીકતની ખચીત યાદ અપાવી જોઇએ.

૧૯૦૪—૫માં કોન્ગ્રેસે જાહેર કર્યું કે તે વખતનો લશ્કરી ખરચ હિંદની શક્તિ ઉપરાંત હતો અને ત્યાર પછીના વરસમાં વિનંતી કરી કે લોર્ડ કિચનરની પૂનર્વ્યવસ્થાની યોજનાને માટે મંજુર થયેલા વધારાના

એક કરોડ પાઉંડ રૈયતનો બોજો ઓછો કરવાને અને કેળવણીને માટે વપરાવા જોઇએ. ૧૯૦૮ માં ૧૮૫૯ પછી બ્રિટીશ વૉર ઓફીસ તરફથી. નંખાએલ બોજો વખોડી કાઢવામાં આવ્યો હતો અને ત્યાર પછીના વરસે એવું કહેવમાં આવ્યું કે લશ્કરી ખરચ હિંદની આખી આવકના ત્રીજા ભાગ જેટલો હતો અને કેળવણી તથા આરોગ્ય ખાતા માટે પૈસા ન હોતા. લૉર્ડ કીચનરની પુનર્વ્યવસ્થાની યોજના હિંદી લશ્કરને લઢાઇને પ્રસંગે તાબડતોબ કામ લાગે તેવી સ્થિતિમાં રાખવાની હતી અને ૧૯૧૫ ની પહેલી જાનેવારીએ રેગ્યુલર ( Regular ) લશ્કરમાં ૨૪૧૦૦૦ માણસ હતાં જેમાં ૧૫૦૦૦ અંગ્રેજો હતા; લડાઇને માટે તૈયાર એવું લશ્કર વર્ષો સુધી નિભાવવાને હિંદે ખરચેલા પૈસા ને લીધેજ તે આગળ જણાવેલા શરૂઆતના કટોકટીને પ્રસંગે તે ગ્રેટ બ્રિટનની મદદે જઈ શકયું. ૧૯૧૪–૧૫ માં લશ્કરી નોકરી પાછળ તેણે ૨ કરોડ પાઉંડ કરતાં વધારે ખરચ્યા. ૧૯૧૫–૧૬ માં તેણે બે કરોડ અઢાર લાખ પાઉંડ ખરચ્યા. ૧૯૧૬–૧૭ માં તેનો લશ્કરી ખાતાનો અંદાજ બે કરોડ વીસ લાખ પાઉંડ હતો અને ભવિષ્યમાં તે ઘણો વધશે.

આ વધારાના સંબંધમાં વાઇસરૉયે જે કંઈ કહ્યું છે તેથી ચિંતા થાય છે. લઢાઇની હિંદ લોન માટે ( વિલાયતમાં મળેલા ટ્રેઝરી બીલ ઉપરાંત ) ઓછામાં ઓછા ત્રણ કરોડ વીસ લાખ પાઉંડ મળ્યા છે અને હજી વધારે આવે છે. આ લોનની આવક હિન્દની દશ કરોડ પાઉંડની ખાસ મદદના એક ભાગ તરીકે લંડનમાં બ્રિટીશ સરકારને જાય છે. તેનો ઉપયોગ હિન્દ અને મેસોપોટેમીઆમાં બ્રિટીશ સરકાર તરફથી લડાઈના ખરચ માટે થાય છે. પરંતુ નામદાર ગવર્નર જનરલ કહે છે કેઃ—

“ તે વખતે મળેલા સૌથી વિશ્વાસ રાખવા લાયક આંકડાઓ ઉપર રચાએલી અંદાજની રકમ કરતાં આ લડાઇનો ખરચ ઘણો વધારે થશે અને હવે અમે ધારીએ છીએ કે અંદાજના આંકડાઓને માટે ગણાયલા એક કરોડ પાઉંડ ઉપરાંત લડાઈની હિન્દી લોનના હિસાબમાં અત્યાર સુધી મળેલી સઘળી રકમ એ વધારો ખાઈ જશે ...........પૂર્વમાં બ્રિટીશ સામ્રાજ્યનો નાણાં સંબંધી ટેકો હિન્દ છે. આ પ્રમાણે હમણાંજ જણાવેલા મેસોપોટેમીઆ અને હિન્દના ખરચ ઉપરાંત તે ગ્રેટબ્રિટન, સંસ્થાનો અને મિત્રરાજ્યોને ઘઉં, શણુ, બીજી બનાવટો, ચામડાંઓ

અને બીજી અસંખ્ય જરૂરની ચીજો પુરી પાડે છે. તેની નાણા સંબંધી વ્યવસ્થા પણ તેણેજ માથે લીધી છે. તે પરશીયા અને ઈસ્ટ આફ્રિકાને મોટા પ્રમાણમાં નાણાં પુરાં પાડે છે અને જુદે જુદે પ્રસંગે સિલોન, મોરીશીઅસ, અને ઇજીપ્તને રોકડ નાણાથી કે બીજી રીતે મદદ કરી છે. અલબત, આ કાર્યને માટે આપણને પૈસા આપવામાં આવે છે, પરંતુ **એ સઘળી વસ્તુઓ હિન્દમાં બનેલી ન હોવાને લીધે આપણી હાલની આવક ઉપર તે એક ચાલુ કર સમાન છે.**

ગણી કાઢેલી ખોટ પૂરી પાડવાને માટે નાંખવામાં આવેલાં કર આપણી આગળની આ ભારે ખોટો કોઈ પણ રીતે પુરી શકશે નહીં. આ કરો કોના ઉપર નંખાયા છે? જે જમીનદારો, અમલદારો અને બિન અમલદારી અંગ્રેજો સાથે મળીને આજે તેમના દેશબંધુઓની સામે થાય છે તેઓ તેમના મિત્રોથી નાસીપાસ થાય અને જાતિ અનુભવથી હિન્દી ધારા સભાઓ કે જેમાં તેમના પુરતી સંખ્યામાં પ્રતિનિધીઓ હશે તેમને દેશના ખરચ ઉપર અંકુશ આપવાની જરૂરીઆત જોવા માંડે એ અસંભવિત નથી.

હિન્દના છેલ્લા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ કે જેનું નામ હિન્દી અભિલાષ તરફ દિલસોજી ભરેલી વૃત્તિને માટે અહીં સ્નેહથી યાદ રખાય છે તેમણે છેલ્લા જુલાઈની ૩ જી તારીખે ઉમરાવોની સભામાં લડાઇને અંગેની હિન્દી સેવાએ.નું સમર્થ વિવરણ કર્યું હતું. તેમણે તેની લડાઈ પહેલાની સેવાઓ પર ખાસ ભાર મૂકયો હતો અને બતાવી આપ્યું હતું કે નિકલસન કમિટીએ ૧,૯૧,૨૫૦૦૦ પાઉંડની રકમ વધારેમાં વધારે ઠરાવી હતી છતાં છેલ્લાં તેર અંદાજેમાંથી અગીઆરમાં એ રકમ વધારવામાં આવી હતી જ્યારે તેનું પોતાનું છેલ્લું અંદાજ ૨,૨૦,૦૦,૦૦૦ જેટલું હતું. આ તેર વરસ દરમિયાન દેશની આવક ૪,૮૦,૦૦,૦૦૦ થી ૫,૮૦,૦૦,૦૦૦ જેટલી હતી અને એક વખત ૫,૦૦,૦૦,૦૦૦ જેટલી હતી. તેની આવકની સરખામણીમાં લશ્કરી ખરચના આ પ્રમાણ કરતાં કઈ હકીકત લડાઇને માટેની હિન્દી સેવાઓનો ખ્યાલ આપે?

આ મહાન લડાઇ ઑગસ્ટની ચોથી તારીખે શરૂ થઇ અને સપ્ટેમ્બરની શરૂઆતમાં હિન્દે ત્રણ ડીવીઝનનું—બે પાયદલ અને એક ઘોડે-

સ્વારનું—ચઢાઇનું લશ્કર મોકલ્યું અને ડીસેમ્બરમાં ફ્રાન્સમાં તેની સાથે એક બીજી ઘોડેસ્વાર ટુકડી તેમને જઇ મળી. લૉર્ડ હાર્ડીંજે કહ્યું છે કે પહેલી ટુકડી બીજી કોઇ પણ રીતે ન પુરાય તેવો ખાડો પુરવાને વખતસર આવી પહોંચી. તેણે દીલગીર થઇ ઉમેર્યું કે "પાયદળની આ બે સુંદર ટુકડીઓમાંથી ઘણાજ થોડા આજે બચેલા છે." ખરેખર તેમના ગૃહો આજે ખાલી છે, પરન્તુ જે સ્વતન્ત્રતા માટે તેમના પિતાઓ ફ્રાન્સમાં મરણ પામ્યાં તે તેમના પુત્રો હિન્દમાં ભોગવશે. પછી એકદમ હિન્દી સરહદનો બચાવ કરવાને માટે ત્રણ વધુ ટુકડીઓ મોકલવામાં આવી હતી અને સપ્ટેમ્બરમાં ઇસ્ટ આફ્રિકાપર એક બીજી ટુકડી ગઇ હતી અને અકટોબર અને નવેમ્બરમાં ઇજીપ્ત ખાતે બે વધુ ટુકડીઓ અને એક ઘોડેસ્વારની બ્રિગેડ ગઇ હતી. હિન્દી પાયદળની એક ટુકડી મોરીશીયસ ખાતે, બીજી એક કેમેરૂન્સ ખાતે અને બીજી બે પરસીઅન અખાતપર ગઇ; જ્યારે બીજા હિન્દી સૈનિકોએ સીંગટાઉ લેવામાં જેપેનીસોને મદદ કરી. આ પ્રમાણે ૨૧૦૦૦૦ હિન્દીઓને દરિયાપાર મોકલવામાં આવ્યા હતા. આ સઘળાઓ સંપૂર્ણ રીતે હથીઆરબન્ધ અને બીજા સરંજામ સહિત હતા. અને વધારામાં લડાઇના પહેલાં થોડા અઠવાડીઆં દરમિયાન હિન્દે સાત કરોડ નાની ગોળીઓના બાર, ૬૦૦૦૦ બન્દુકો અને છેલ્લામાં છેલ્લી ઢબની ૫૫૦ તોપો વિલાયત મોકલી હતી.

આ ઉપરાંત લોર્ડ હાર્ડીંજ કહે છે કે અનેક ચીજોનો મોટો જથ્થો "તંબુઓ, બુટો, ઘોડાનો સામાન, કપડાં વિગેરે વિલાયત મોકલવામાં આવ્યાં હતાં અને વૉર ઓફીસની સતત વધતી જતી માંગણીઓને પહોંચી વળવાને હરેક પ્રયત્ન કરવામાં આવ્યા હતા. અને સહેજ પણ અતિશયોકિત વગર એમ પણ કહેવાય કે લડાઇના પહેલાં થોડાં અઠવાડીઆં દરમ્યાન હિન્દનું લોહી ચુસાઇ તે સદંતર ફિકકું ફચ બન્યું હતું."

જો કે લૉર્ડ હાર્ડિંજે તે ગણ્યું નથી તો પણ તે ભૂલાવું જોઇએ નહીં કે સઘળો નાશ જોઇએ તે કરતાં વધારે પુરાઇ ગયો છે અને ૪,૫૦,૦૦૦ માણસ આ મથાળા નીચે આવે છે. માણસોની સંખ્યામાં ત્રણ લાખનો વધારો થયો છે અને બીજી લશ્કરી વિગત ધ્યાનમાં લેતાં હિન્દે ૧૯૧૬ સુધીમાં ૧૦,૦૦,૦૦૦ માણસ રણસંગ્રામમાં મુકયાં છે.

આ ઉપરાંત સંપૂર્ણ તાલીમ પામેલા અને હિન્દને ખરચે તૈયાર થએલા ૮૦,૦૦૦ માણસનું બ્રિટીશ લશ્કર હિન્દથી મોકલવામાં આવ્યું હતું અને તેના બદલામાં ઘણા મહીના પછી હિન્દને ૩૪ ટેરિટોરીઅલ ટુકડીઓ અને ૨૯ બેટરીઓ મળી હતી. પરન્તુ તેઓ ફરીથી સદંતર હથીઆરબદ્ધ થાય અને તેમની તાલીમ પુરી થાય ત્યાંસુધી મેસોપોટેમીઆ કે સરહદ ઉપર તાત્કાલિક ઉપયોગને માટે નકામી હતી.

૧૯૧૪ ની શરદ્‌ઋતુમાં અને ૧૯૧૫ ના આખરમાં આપણા પોતાના સરહદના મુલકોનો બચાવ ગંભીર થઇ પડયો હતો અને લૉર્ડ હાર્ડિંજ કહે છે કે:—

" જો કે મને આપણા મિત્ર અમીરની અંગત વફાદારીનો વિશ્વાસ હતો છતાં લાંબા વખત સુધી અફગાનીસ્તાનનું વલણ શકમન્દ હતું. તેની પ્રજાના ફત્તેહમન્દ જેહાદથી કેઝનુની જુસ્સાથી તે ખેંચાઇ જાય એવો મને ભય હતો. અત્રે એટલું જણાવવું બસ છે કે પહેલાં ત્રણ વરસ દરમિયાન જો કે નૈઋત્ય ખુણામાં કંઈ પણ અગત્યના બનાવ બન્યા ન હોતાં છતાં ૧૯૧૪ ની ૨૯ મી નવેમ્બર અને ૧૯૧૫ ની સપ્ટેમ્બર વચ્ચે ઓછામાં ઓછા સાત ગંભીર હુમલાઓ નૈઋત્ય સરહદ ઉપર થયા હતા જે સઘળાઓની સામે અસરકારક પગલાં લેવાયાં હતાં. "

૧૯૧૫ ની શરૂઆતમાં લશ્કરી સત્તાધારીઓને એક જર્મન કાવતરાંને પણ પહોંચી વળવાનું હતું. પંજાબમાં લશ્કરી કામને માટે અગત્યની જગ્યાઓ હાથ કરી લેવાના હેતુથી કેનેડા અને યુનાઇટેડ સ્ટેટસથી સાત હજાર માણસો આવ્યા હતા અને તે જ વરસના ડીસેમ્બરમાં બંગાળમાં એક બીજું જર્મન કાવતરૂં રચાયું હતું કે જેને માટે જર્મીન ઉપર લડાઈની તૈઆરીઓ જરૂરની થઈ પડી હતી અને બંગાલના અખાતમાં પહેરો રાખવા વહાણ ફેરવવાં પડયાં હતાં:—

ઈંગ્લંડમાં મેસોપોટેમીઆ રીપોર્ટને લીધે અને હિન્દમાં હિન્દ માટેના તેના પ્રેમથી ઍંગ્લો ઈન્ડીઅનોમાં તેને માટે ઉત્પન્ન થયેલા વેરને લીધે હિન્દ અને ઈંગ્લંડમાં ટોરી અને યુનીઅનિસ્ટ છાપાં તરફથી લૉર્ડ હાર્ડિંજ ઉપર ઘણા હુમલા થયા છે. પણ હિન્દે તેનામાં તેનો વિશ્વાસ જાહેર કર્યો છે અને હિન્દના ચુકાદાથી તે સંતોષ થશે.

અત્રે હું મેસોપોટેમીઆ કમીશન અને અહીંની અધિકારી શાસન પદ્ધતિ ઉપરની ટીકા વિષે કહેવા ઇચ્છતી નથી. લૉર્ડ હાર્ડિંજે પોતાનો અને હિન્દનો બચાવ કર્યો છે; અધિકારી શાસન પદ્ધતિનો હજી બચાવ થયો નથી. મને યાદ આવે છે કે ૧૮૭૮-૭૯ અને ૧૮૭૯-૮૦ ની અફ્ગાનવૉરના સંબંધમાં અધિકારી શાસન પદ્ધતિની શક્તિહીનતા વધારે ચોંકાવનારી રીતે બહાર આવી હતી. ૧૮૮૦ ના ફેબ્રુઆરીમાં લડાઇનો ખરચ ૪૦,૦૦,૦૦૦ થી ઓછો જણાવવામાં આવ્યો હતો અને હિસાબ ૨૦,૦૦,૦૦૦ નો વધારો બતાવતો હતો. ૫ મી એપ્રિલે હિન્દી સરકારે જણાવ્યું કે લડાઇનો ખરચ અંદાજ કરતાં ઘણો વધારે થશે અને ૧૩ મી એપ્રિલે એવું જાહેર કરવામાં આવ્યુ કે રોકડ પુરાંત ત્રણ મહીનામાં અસાધારણ લશ્કરી ખરચને લીધે તેરથી ઘટીને નવ કરોડ થઇ હતી ............ બીજે દિવસે ( ૨૨ એપ્રિલ ) વૉઇસરૉયને એક ખરડો મોકલવામાં આવ્યો હતો અને તેમાં ઓછામાં ઓછી ૫,૨૫,૦૦,૦૦૦ની ખોટ જણાવવામાં આવી હતી. આ અસાધારણ ભૂલ લડાઇના ખરચનો અંદાજ દેખીતી રીતે ઓછો ગણવાથી થઈ હતી. અને જેથી કરીને પાર્લામેન્ટ આગલ આવી ખોટી ખબર રજુ થઇ અને હમેશની જરૂરીઆતને પહોંચી વળવાની અશક્યતાની ઓચિંતી ખબર પડી હતી.

આ ઉપરથી એમ જણાયું કે સરકાર માત્ર તપાસાએલી વિગત અને નહીં કે ખરચાએલી રકમ સંબન્ધી જાણુતી હતી. લોકોને આપવામાં આવેલાં નાણાં ઉધાર બાજુપર માંડવામાં આવતાં હતાં જો કે તે પાછાં મેળવી શકાય એમ ન હોતાં; અને જુદાં જુદાં ખાતાના હિસાબના વડાઓએ દેખીતી રીતે ઘણી બેદરકારી બતાવી હતી. જો સ્વરાજ્ય હેઠળ થોડાક વખત પછી આવો કમનસીબ બનાવ—ન કરે નારાયણ ને—બને તો હિન્દી અમલદારોની ચોંકાવનારી નાલાયકાત ઉપર મદ્રાસ મેલ, અને ઇંગ્લિશ મેલ શું ટીકા કરે તેનો વિચાર કરતાં હું ધ્રુજું છું.

ઉપકારની લાગણીથી ન્યાય જન્મ પામે અને ન્યાયથી હિંદને સ્વતંત્રતા મળે એ ભયથી ગ્રેટબ્રિટનની હિન્દ તરફની ઉપકારની લાગણી ઓછી કરવાના હેતુથી તેના ભોગે ઉતારી પાડવાને પ્રયત્ન કરનાર ટીકાકારના થોડાક વખતના હુમલા સામે છેલ્લા સપ્ટેંબર મહિનામાં આપણા હાલના વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડે હિંદનો બચાવ કર્યો હતો. લૉર્ડ ચેમ્સફર્ડે તેની

સભા આગળા હિંદે છેલ્લા બે વરસમાં જે કંઇ કર્યું છે તેની વિચારપૂર્વક દોરેલી રૂપરેખા રજુ કરી હતી. લૉર્ડ હાર્ડિંજના અમલ હેઠળ જે કંઈ કરવા માં આવ્યું હતું તે વિષેના ઇસારાઓ છોડી દઇ હું તેના ભાષણમાંથી નીચલા ફકરાઓ ટાંકીશ:—

"લડાઇ ઉભી થતાં હિન્દી ખાતાના ૪૫૯૮ બ્રિટીશ અમલદારોમાંથી ૫૩૦ જેઓ રજા ઉપર વિલાયતમાં હતા તેમને યુરોપમાં લડાઇને માટે વૉર ઑફીસ તરફથી રોકવામાં આવ્યા હતાં. જે લોકો પોતાની બેટરીઓ કે ટુકડીઓ સાથે ગયા હતા તેમને બાદ કરતાં લડાઇની શરૂઆત પછી હિન્દમાંથી ૨,૬૦૦ અમલદારો ખેંચી લેવાયા છે. આ ખોટ પુરી કરવાને અને લડાઇમાં નાશ થતા માણસોની જગ્યા લેવાને હિન્દી લશ્કરના રીઝર્વ અમલદારોની સંખ્યા ૧૯૧૪ ની ૪ થી ઑગસ્ટે ૪૦ ની હતી તે વધારીને ૩,૦૦૦ ની કરવામાં આવી છે.

હિન્દી ટુકડીઓમાં માણસોની સંખ્યા પુરેપુરી રાખવામાં આવી છે એટલુંજ નહીં પરન્તુ તે વધારવામાં પણ આવી છે. ઘોડેસ્વાર લશ્કરમાં ૨૦ ટકાનો અને પાયદળમાં ૪૦ ટકાનો વધારો થયો છે; જ્યારે લડાઇની શરૂઆત પછી દાખલ થયેલા નવા માણસોની સંખ્યા ૧૯૧૪ ની ૪થી ઑગસ્ટે હિંદી લશ્કરનું એકત્ર બળ હતું તે કરતાં વધારે છે."

લૉર્ડ ચેમ્સફર્ડે ઠીક બતાવી આપ્યું છે કે:—

"હિન્દનું લશ્કર સામ્રાજ્યને માટે ઘણું ઉપયોગી નીવડયું છે અને લડાઇને અંગે હિન્દી મદદની કીંમત કરતાં એટલું યાદ રખાવું જોઇએ કે હિન્દી લશ્કર ઉતાવળથી તૈયાર કરવામાં આવેલા માણસોનું નહોતું પરન્તુ દર વરસે મોટી રકમને ખરચે પહેલેથીજ સંપૂર્ણ રીતે તૈયાર થએલું લશ્કર હતું."

લૉર્ડ ચેમ્સફર્ડે એક મૅન પાવર બૉર્ડ નામનું મંડળ સ્થાપ્યું છે અને તેની ફરજ હિન્દમાં મનુષ્યબળ પુરૂં પાડવાના સંબંધમાં સઘળી હકીકત એકઠી કરવાની છે. તેની સઘળા પ્રાંતોમાં શાખા છે. લડાઇના જુદા જુદા વિભાગોમાં ખોટ પુરી પાડવાને નિયમિત રીતે નવા માણસો મોકલવામાં આવે છે અને ઇજિનેરી તથા વ્યવહારને માટે જરૂરના માણસોને માટે ફ્રાંન્સમાં પચીસ ટુકડીઓ અને મેસોપોટેમીઆમાં વીસ ટુકડીની વ્યવસ્થા

થઇ છે. આ ઉપરાંત વધારામાં ૬૦,૦૦૦ કારીગરો અને મજુરો મેસોપોટેમીઆ અને ઇસ્ટ આફ્રિકામાં કામે લાગ્યાં છે, અને લગભગ ૨૦,૦૦૦ નોકરીઆત વર્ગના માણસો દરીઆપાર ગયા છે. હિન્દી ડોકટરોએ પણ ૫૦૦ ની સંખ્યામાં ઇંડિયન મેડિકલ સર્વિસમાં ટુંક વખતને માટે કમીશનો સ્વીકાર્યા છે. ગ્રેટબ્રિટનની મદદને માટેની અસાધારણ જરૂરને લીધે ઉભી થએલી આ હકીકતનો વિચાર કરતાં આ સર્વિસ લડાઈના વખતની માફક શાંતિના સમયમાં પણ હિન્દીઓને આવકાર આપશે અને ગ્રેટબ્રિટનમાં ડીગ્રી લેવાનો આગ્રહ કરી તેના દરવાજા વધુ વખત બંધ ન રાખે એવી આશા આપણે નહીં કરીએ ? એ પણ એક જાણવાજોગ વાત છે કે હિન્દી ડૉકટરોએ ઘણાએક જીલ્લાઓમાં મોટે ભાગે આઇ. એમ. એસ. ઑફિસરોની જગ્યા લીધી છે; અને લડાઈ પછી પણ તે ચાલુ રહેવું જોઇએ. લશ્કરી રીઝર્વ અમલદારોની સંખ્યા ૪૦ થી વધીને ૩,૦૦૦ થઈ છે એ સૂચવે છે કે લાયક હિન્દીઓને માટે કીંગ્સ કમીશન ખુલ્લું મુકાયું છે તે માત્ર નવજ જણાને આપીને બેસી રહેવુ જોઈએ નહી. જો ૧૯–૨૦ વર્ષના અંગ્રેજી છોકરાઓ કિંગ્સ કમીશનને લાયક હોય—અને મરણ પામેલા સેંકડ લેફ્ટનંટોની લાંબી ટીપ પુરવાર કરે છે કે તેઓ છે—તો પછી ખચીતજ હિન્દી યુવકોને માટે, કારણ કે હિન્દીઓ પણ અંગ્રેજોની માફક બહાદુરીથી લડયા છે, તેમના દેશમાં તેના દરવાજા તેમને માટે એટલાજ ખુલ્લા રહેવા જોઇએ અને હિન્દી લશ્કર હિન્દી અમલદારોની સરદારી હેઠળજ રહેવું જોઇએ.

ઉપરના વર્ણનમાં દર્શાવેલા કાર્યની ટીપ પછી ગ્રેટબ્રિટન અને તેના મિત્રો માટેની હિંદની મદદ વિષે વધુ શબ્દો કહેવાની જરૂર નથી. તેણે ગ્રેટબ્રિટન સાથેનો તેનો સંબંધ જાળવવાને તથા સામ્રાજ્ય હેઠળ રહેવાની તેની ઇચ્છા સંપૂર્ણ રીતે પુરવાર કરી આપી છે; પરંતુ જો લૉર્ડ ચેમ્સફર્ડ તેની મૅનપાવર બૉર્ડમાં સૂચવે છે તેમ જો ગ્રેટબ્રિટનને તેનું મનુષ્યબળ એકઠું કરવું હોય તો લડનાર કે કામ કરનાર માણસને તેના પોતાના દેશમાં મનુષ્યના હક મળવા જોઇએ. આ લડાઇનું રહસ્ય એ છે કે સામ્રાજ્યની ભવિષ્યની સહીસલામતીને માટે સર્વાંશે જરૂરનું છે કે હિન્દને સ્વરાજ્ય મળે. જો તેનું મનુષ્યબળ પહેલેથીજ કામે લગાડયું હત તો લડાઇજ થાત નહીં; કારણકે ગ્રેટબ્રિટન અને હિન્દુસ્તાન સામે લઢાઇ ઉભી કરવા કોઇએ હિંમત

કરી ન હત. પરંતુ જ્યાં સુધી હિન્દ એક આધીન રાષ્ટ્ર છે ત્યાં સુધી તેના મનુષ્યબળનો ઉપયોગ થઇ શકે નહીં. જો તેને અંગ્રેજી લશ્કર રાખવું પડે, તેનો આવવા જવાનો ખરચ આપવો પડે, અસાધારણ કિંમતે વિલાયતમાં લશ્કરી સરંજામ ખરીદવો પડે અને જ્યારે ઇંગ્લંડને જોઇએ ત્યારે તે ત્યાં પાછો મોકલવો પડે તો તે મોટું લશ્કર રાખી શકે નહીં. માત્ર પાંચ વરસને માટેજ તેને તેમની નોકરી મળે એ શરતે વિલાયતને માટે માણસોને તાલીમ આપવાનું તેનાથી બને નહીં. રોકડ નાણાંને માટે મુશ્કેલી વેઠી વિલાયતમાં મોટી રકમનું સોનું રાખવાનું તેનું ગજું નથી, જ્યારે તે, લડાઇની મોટી લોન પહેલાં, લડાઇના ખરચને માટે તેની પ્રજા સહી શકતે તે કરતાં વધારે કર નાંખી મેળવેલી પુરાંતમાંથી તે વિલાયતને ૨,૭૦,૦૦,૦૦૦ પૌંડ ધીરે છે. મેં વિલાયતમાં એક વખતે કહ્યુ હતું કે "સ્વતંત્રતા એ હિન્દની વફાદારીની શરત છે." હવે હું તેમાં ઉમેરૂં છું કે "હિન્દી સ્વતંત્રતા એ સામ્રાજ્યને હિન્દ ઉપયોગી નીવડવાની શરત છે." જો તેના કરો દેશમાંજ રહી તેને ફલદ્રુપ બનાવે, જો તેની પ્રજા કેળવણી પામે અને તેની ઉત્પાદક શક્તિ વધે, જો તેથી તેનો વેપાર વધે અને નવા ઉદ્યોગો ઉભા થાય તો તે ખુશીથી પોતાની મેળે પોતાના ઉપર કર નાંખશે.

લડાઇના સમયમાં સહીસલામતી માટે તેમજ શાંતિના સમયમાં આબાદી માટે હિંદને જેટલી ઇંગ્લંડની જરુર છે તેટલીજ ગ્રેટ બ્રિટનને હિન્દની જરૂર છે. મી. મૉન્ટેગ્યુએ ડહાપણપૂર્વક કહ્યું છે કે "લડાઇને માટે તૈયારી કરવા સારૂ રાષ્ટ્રને શાંતિના સમયમાં સ્વતંત્રતાની જરૂર છે" માટે હું કહું છું કે લડાઇનું રહસ્ય, બને દેશોને માટે હિંદને માટે સ્વરાજ્ય છે.

મારા વિષયનો આ ભાગ પુરો કરતાં પહેલાં નામદાર શહેનશાહને ચરણે અત્રે એકઠા થએલા હજારો માણસોનું પ્રેમપૂર્વક વંદન અર્પવા દો અને મને શ્રદ્ધા અને આશા છે કે હવે પછી એ ચરણે એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે આપણે રાજીખુશીથી અને ઉપકારવશ થઇને નમન કરીશું.

## હિન્દુસ્થાનમાં જાગ્રત થએલી નવી ભાવનાનાં કારણો.

પૂર્વ અને પશ્ચિમ સાથે અરસ્પરસ વિચારની કુદરતી આપ લે, ઇંગ્રેજી કેળવણી, સાહિત્ય, અને આદર્શ, યુરોપ, જાપાન, અને અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સની સફરો, આ ઉપરાંત હિન્દુસ્તાનની ભાવનાનું દષ્ટિ-

બિન્દુ બદલવાનાં બીજાં કેટલાંક ચોક્કસ કારણો શિવાય હિન્દમાં તદ્દન નવીજ ભાવના જાગૃત થવામાં તથા તેની માનસિક વૃત્તિ બદલવામાં છેલ્લાં થોડાક વરસ દરમીયાન કેટલાંક વિશેષ બળની અસર થએલી માલુમ પડે છે. તેનો એકંદર સમાવેશ નીચેના મુદ્દામાં થઈ શકે.

(अ) એશિયાની જાગૃતિ.

(ब) પરદેશી રાજ્ય સંબંધી બીજા દેશોમાં થતી ચર્ચા અને સામ્રાજ્યની પુનર્ઘટના.

(क) ગોરાંગ પ્રજાના ચઢીઆતાપણા માટે ઉઠી ગએલો વિશ્વાસ.

(ड) વેપારી વર્ગની જાગૃતિ.

(इ) પોતાની પ્રાચીન પદવી ફરી પ્રાપ્ત કરવા માટેની સ્ત્રીઓની જાગૃતિ.

(फ) જનસમૂહની જાગૃતિ.

હિન્દુસ્તાનની સમસ્ત પ્રજાની ભાવનાનું સ્વરૂપ બદલવામાં, દેશને માટે અભિમાનની તથા સ્વતન્ત્રતા, સ્વાશ્રય, સ્વમાનની વૃત્તિ ઉત્પન્ન કરવામાં આ દરેક કારણ સહાયભૂત થયાં છે. વિગ્રહને લીધે જગત્‌ની ઉત્તરોત્તર ઉન્નતિનો ગતિક્રમ બદલાયો છે, અને તેમાંયે આપણી આ માતૃભૂમિમાં તો આ ગતિભેદ ઘણોજ અનુભવવામાં આવ્યો છે.

## (अ) એશિયાની જાગૃતિ.

લૉર્ડ મિન્ટો વાઇસરૉય તરીકે અહીં આવ્યા તે જ વખતે પ્રસંગ વશાત્ તેમની સાથે વાતચિત કરતાં તેમણે હિન્દુસ્તાનની અસ્થિરતા વિષે વાત કરવા માંડી. તેમાં તેમણે જણાવ્યું કે અત્યારની અહીંની સ્થિતિ ઈંગ્રેજી કેળવણી, પ્રજાકીય રાજ્યધોરણના ઈંગ્રેજી આદર્શો, રશિયા સ્હામે જાપાનની જીત, અને બહારના જગત્‌ની બદલાતી જતી સ્થિતિનું અનિવાર્ય પરિણામ માત્ર છે. તેથી તેમણે જે નિખાલસ અને સ્પષ્ટ રીતે ટીકા કરી હતી "કે લોકોનાં હૃદયમાં નવી અભિલાષાઓ ઉત્પન્ન થઇ છે, સમસ્ત પૂર્વ ખંડોમાં થઇ રહેલી સામાન્ય ચળવળનો માત્ર એ વિભાગરૂપ છે, અને રાજ્યકારોબારમાં તેમને મહત્વનો અધિકાર આપીને યોગ્ય રીતે સન્તોષ આપવાની અગત્ય છે" તેથી મ્હને કંઇ આશ્ચર્ય લાગ્યું નહતું.

પરન્તુ અત્યારની હિન્દુસ્તાનની ચળવળને માત્ર પૂર્વની ચળવળના અંગભૂત ગણુવામાં આવે તો તેનું મહત્વ સંપૂર્ણ સમજી શકાય નહિ. એશિયાની જાગૃતિ તે સમસ્ત જગતમાં થઇ રહેલી હીલચાલનું અંશ છે, અને ચોમેર ચાલતા દારૂણ વિગ્રહને લીધે તેનો વેગ અજબ વધી ગયો છે. :સમસ્ત જગતનું પ્રયાણ પ્રજાકીય રાજ્યબન્ધારણ તરફ છે, અને તેનો આરંભ પશ્ચિમમાં અમેરિકન સંસ્થાનો અને ગ્રેટબ્રિટન વચ્ચે થએલા વિગ્રહને અન્તે ઇ. સ. ૧૭૭૬ થી તેમજ ૧૭૮૯ ના ફ્રેન્ચ રૅવોલ્યૂશનથી થયો હતો. માનસિક ગુલામગીરીનું બંધારણ તોડી પાડનાર અર્વાચીન વિજ્ઞાનની વૃદ્ધિ અને પ્રચારથી તથા એનસાઇકલોપીડીસ્ટસના ગ્રન્થોથી, અને ઝાં ઝાક રૂસો અને ટોમસ પેઇનના ગ્રન્થોથી તેની શરૂઆત થઇ હતી તે કહેવાની અગત્ય નથી. પૂર્વમાં જાપાનમાં ઘણા વેગથી થતા ફેરફાર, રશીઆની સ્હામેની જાપાન રાજ્યની ફત્તેહ, ચીન દેશમાં મન્ચુ વંશની પડતી, અને પ્રજાકીય રાજ્યની સ્થાપના,ઇરાનમાં સુધારો કરવાના પ્રયાસો અને તેની વધતી જતી અભિલાષામાં આડે આવવાના રશીઆ અને ગ્રેટબ્રિટનના પ્રયત્નો, બ્રિટીશ અને રશીઅન બળની અસરથી તેની યોગ્ય સ્વતન્ત્રતા ઝુંટવી લેવાના પ્રયત્ન, ત્યાર પછી હાલનું રશીઅન રૅવોલ્યૂશન, અને કદાચ એશિયા અને યુરોપમાં રશીઆના પ્રજાસત્તાક રાજ્યની ઉત્પત્તિ, આ સઘળાને લીધે હિન્દુસ્થાનની અસલની પરિસ્થિતિ બદલાઇ છે. હીમાલયની બીજી બાજુએ એશીઆની અન્દર સ્વતન્ત્ર સ્વરાજ્ય ભોગવતી પ્રજાઓ આવી રહેલી છે. મહાન ઝારનું વિસ્તીર્ણ રાજ્ય, કે ચીનનો આપખુદી રાજા હવે હિન્દુસ્તાન જોતું નથી, અને બ્રિટીશ રાજ્યછત્ર નીચેની પોતાની સ્થિતિ અને તેમના તાબાની પ્રજાઓ વચ્ચે તે સરખામણી કરે છે. સરખામણીમાં ૧૯૦૫ સુધી તો બ્રિટીશ રાજ્યનીતિથી લાભ હતો, ત્યારપછી જુલમનો આરમ્ભ થયો. પરન્તુ ભવિષ્યમાં જો હિન્દુસ્તાન સ્વરાજ્ય નહિં મેળવે તો આસપાસની સ્વરાજ્ય ભોગવતી પાડોશી પ્રજા તરફ તેને દ્વેષ ઉત્પન્ન થશે અને સ્પર્ધાથી, તેની અસ્થિરતામાં ઘણો વધારો થશે.

પરન્તુ હિન્દને સ્વરાજ્ય મળે, અને મ્હને વિશ્વાસ છે કે તે મળશેજ, તો પણ સામ્રાજ્યમાં તેનાં સ્થાનને લીધે તે સ્વતન્ત્ર અને મજબુત થવાની માગણી કરશે. એશીઆની પ્રજાઓ પોતપોતાની અભિલાષાઓ મેળવતી જશે તેમ તેમ સામ્રાજ્યમાં હિન્દ એક મર્મસ્થળ જેવું રહેશે

એટલુંજ નહિં પણ તેને પ્રાપ્ત કરવા માટે સ્પર્ધા થશે. એક વાર મિ. લેંગે કહ્યું હતું કે "હિન્દ ઇંગ્લંડની કામધેનુ છે" અને એશીઆમાં જો એ ભાવના જાગૃત થાય તો જે પ્રમાણે અસલના વખતચાં વસિષ્ઠ ઋષિ અને વિશ્વામિત્ર વચ્ચે તકરાર થઈ હતી તે પ્રમાણે તેની માલીકી માટે તકરાર થાય. તેટલા માટે જમીન અને પાણી બંને માર્ગથી પોતાનો બચાવ કરવાને તેને તૈયાર રહેવું પડશે. એશીઆના ઉપરીપણાને માટે પૅસિફિક મહાસાગરની માલિકી માટે, આસ્ટ્રેલીઆ મેળવવા માટે મહાન વિગ્રહો થાય, વેપારને માટે મહાન યુદ્ધ થાય, એ બનવા જોગ છે, કેમ કે આજ પણ હિન્દુસ્થાનના ઉદ્યોગ અને વેપારને જાપાન ધોકો લગાડે છે, અને હિન્દ પોતાનું રક્ષણ કરવાને શકિતમાન નથી.

આ સઘળી પરિસ્થિતિની સામે સ્વસ્થપણે ટક્કર ઝીલવા માટે સંતુષ્ટ, મજબૂત, સ્વતન્ત્ર, અને સૈન્યયુક્ત હિન્દ હોવું જોઇએ, જેથી તે પોતાનો બચાવ કરી શકે તથા સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનો અને તેમાં ખાસ કરીને ઓછી વસ્તીવાળાં અરક્ષિત વિસ્તારવાળા ઑસ્ટ્રેલીઆને મદદ કરી શકે. એશીઆમાં સામ્રાજ્ય સાચવવાનું લશ્કરી બળ તો હિન્દુસ્થાનમાંજ છે. અને બ્રિટીશ સત્તાની છાયા નીચે બીજી સ્વતંત્ર પ્રજાઓ સાથે હિન્દને સ્વરાજ્ય ના આપીને તેને બળવાન ના બનાવવાની રાજ્યનીતિ ઘણીજ ટુંકી દૃષ્ટિ બતાવી આપે છે. હિંદુસ્થાનમાં ઇંગ્રેજ લોકો પોતાના હિત માટે મોટી મોટી વાતો કરે છે. ભવિષ્યમાં જો કદાચિત્ મોટો હુમલો થાય તો આ મુઠીભર લોકો પોતાનું હિત કેવી રીતે સાચવી શકે ? સ્વતન્ત્ર અને સમર્થ હિન્દમાંજ તેઓ સહીસલામત રીતે રહી શકે. જે લોકો જાપાનીઝ વર્તમાનપત્રો વાંચે છે તેઓ જાણે છે કે હાલની લડાઇ દરમીયાન પણ જાપાનીઝ લોકો જર્મની સાથેની ખુલ્લી રીતે સહાનુભૂતિ બતાવે છે, અને લડાઇ પછી આ બે મોટી બળવાન સત્તાની અરસપરસ સન્ધી થવા સંભવ છે. લડાઇથી જાપાનનું લશ્કર અને નૌકાસૈન્ય જરા પણ નબળું પડવાનું નથી અને તેના વેપારમાં તો ઘણો વધારો થયો હશે. જાપાન કરતાં હિન્દ માટે શાણી રાજનીતિને વિચારે ગ્રેટબ્રિટનને વધારે વિશ્વાસ હોવો જોઇએ કે જેથી હિન્દુસ્થાનની રાજ્યભક્તિ, સ્વતંત્ર અને સંતોષી પ્રજાની રાજ્યભક્તિના મજબુત પાયાને આધારે એશીઆમાં બ્રિટિશ સામ્રાજ્ય ટકી શકે. નહિં તો ભવિષ્યનાં

એક હરીફ સાથે હમેશને માટે મિત્રતા કરવી પડશે. કારણ કે ભિન્નભિન્ન રાષ્ટ્રની અરસપરસ મિત્રતાનું બન્ધારણ રાષ્ટ્રીય હિતને આધારે રહેલું છે અને તેથી તે ઘણું અસ્થિર હોય છે.

ઈ. સ. ૧૯૧૫ માં ૩૬,૫૩,૯૯,૦૦૦ પાઉંડના રક્ષણ માટે ઈંગ્રેજી સત્તાની હિન્દમાં અગત્ય છે એ વિચાર ઈંગ્રેજ લોકોએ છોડી દેવો જોઇએ. અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ ઉપર સત્તા ચલાવવાનો હક્ક તેઓ માગતા નથી, જોકે ત્યાં તેમનાં ૬૮,૮૦,૭૪,૦૦૦ પાઉંડ રોકાએલા છે. આરજેન્ટાઇનના સંસ્થાનમાં ૨૬,૯૮,૦૮,૦૦૦ પાઉંડ તેમણે રોકેલા છે તેથી ત્યાંની રાજ્ય સત્તા તેઓ માંગતા નથી, ત્યારે હિન્દુસ્થાનમાં નાણાં રોકેલાં છે તે કારણસર સત્તા ચલાવવાની ઇચ્છા શા માટે તેઓ રાખે છે? હિન્દુસ્થાન તે પોતાના ઉપયોગ માટેની એક મિલ્કત છે એ વિચાર ઈંગ્રેજ લોકોએ છોડી દેવો જોઇએ. અને હિન્દને પોતાનું એક મિત્ર, પોતાની બરાબરીવાળું, સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન, પોતાના જેવીજ એક પ્રજા, સામ્રાજ્યનું હિતેચ્છુ ભાગીદાર એ રીતે ગણવું જોઇએ, એક પરાધીન પ્રજા તરીકે નહિ. જાપાન, ચીન, અને રશીઆની સ્વતંત્રતાની હીલચાલને લીધે હિન્દ ઉપર પણ અસર થઇ છે અને તે અસર અટકી જશે એમ ધારવું એ મિથ્યા છે.

## (ब) પરરાજ્ય સંબંધી અન્ય દેશોમાં ચર્ચા અને પુનર્ઘટના.

પરન્તુ યુરોપની સ્વતન્ત્રતાના બચાવની અને આપખુદી અમલ પ્રત્યેની બ્રિટીશની વિરૂદ્ધ ભાવના અને તેની સાથે હમણાં છેવટ સુધી હિંદુસ્થાનની રાજનીતિ સંબંધી શંકાશીલ વર્તણુકને પરિણામે અહીં બીજા વિવિધ પ્રકારના બળની અસર થઈ રહી હતી. તેથીજ મ્હેં ઉપર કહ્યું કે એક ઉત્તમ પ્રસંગ હાથમાંથી જવા દીધો છે. સઘળી પ્રજાની સ્વતંત્રતા માટે ગ્રેટબ્રિટન વિગ્રહ કરે છે એવો હિન્દુસ્થાનને પ્રથમ સંપૂર્ણ વિશ્વાસ હતો; ત્યાર પછી મિ. રામસે મૅકડોનલ્ડના સુલેહના ઠરાવ માટે મિ. એસ્કવીથે જે ભાષણ કર્યું હતું અને જે અહીં ઑકટોબર મહિનામાં પ્રકટ થયું હતું તેમાં જણાવ્યું

હતું કે—“ મિત્ર રાજ્યો સ્વતંત્રતા શિવાય બીજા કોઈ પણ કારણસર લડતા નથી, ” અને વળી મહત્વનો બોલ ઉમેર્યો હતો—કે “ સ્વતંત્રતા શિવાય બીજું કાંઈ તેમને કબુલ નથી.” આલસેસ લૅારેન પાછું ફ્રાન્સને હસ્તક થાય તે માટેનો તેનો હક સાચવવા બ્રિટન ફ્રાન્સની સાથે રહેશે તે જાહેર કરતાં તેમણે ભાષણ દરમિયાન “પરદેશી રાજ્યની ધુંસરીથી થતી અસહ્ય અવનતિ” સંબંધી પોતાના વિચાર દર્શાવ્યા હતા. આલસેસ લૅારેન, જ્યાં રાજા અને પ્રજા બંને યુરોપીય છે, ધર્મ અને રીતરીવાજ જ્યાં એકજ છે, તેના કરતાં અહીં શું એવી ધુંસરી ઓછી અસહ્ય છે? કે તેથી શું સ્વમાનનો ભંગ ઓછો થવા સંભવ છે? જેમ જેમ વિગ્રહ વધતો ગયો તેમ તેમ હિન્દુસ્થાનને માલુમ પડયું કે માત્ર યુરોપની આપખુદી માટેજ તિરસ્કાર રહેલો હતો; અને સફેદ ચામડીવાળી પ્રજાને માટેજ એ અવનતિ અસહ્ય ગણાતી; હિન્દુસ્થાન શિવાય બીજા બધાને સ્વતન્ત્રતા મેળવી આપવાનાં વચન આપવામાં આવ્યાં હતાં; સંસ્થાનોને નવી સત્તાઓ આપવામાં આવશે પણ હિન્દુસ્થાનને નહિ. સામ્રાજ્યનું ભવિષ્ય ઘડતી વખતના ભાષણોમાં રાજનીતિજ્ઞ પુરૂષોએ જાણી જોઇને હિન્દુસ્થાનને છોડી દીધું હતું, અને છેવટે ગૌરવર્ણનું રાજ્ય, પાંચ પ્રજાઓનાં રાજ્ય વિષે સ્પષ્ટ વાતો થવા માંડી અને ગૌરવર્ણી રાજ્યને કાળી પ્રજાનું વાલી તરીકે ગણવામાં આવ્યું અને સદાને માટે તેને સગીર ગણવામાં આવ્યું.

આ દહેશત બહુ ભારે થઈ પડી; એ ભય કાંઈ ખોટો નહો તો સામ્રાજ્યનું ભવિષ્ય ઘડાઇ રહ્યું હતું તેમાં હિન્દુસ્થાનનું સ્થાન ક્યાં હતું? સંસ્થાનોને ભાગીદાર તરીકે ગણવામાં આવ્યાં હતાં; અને હિન્દુસ્થાનને શું પરતન્ત્ર રહેવાનું હતું? જ્યારે ઘા તાજો હોય ત્યારેજ તેનો ઉપાય લેવો એવું સંસ્થાનોને મી. બૅાનર લૅા તરફથી કહેવામાં આવ્યું. ત્યારે બધું શાંત થઈ જાય ત્યાં સુધી હિન્દુસ્થાને શું રાહ જોવી? ફ્લાન્ડર્સ, ફ્રાન્સ, ગૅલીપોલી, એશીઆ માઇનર, ચીન, આફ્રિકા સઘળે સ્થળે હિન્દી સિપાઇઓ લ્હડતા હતા. જે સ્વતન્ત્રતા માટે તેઓ લ્હડતા હતા તેનો કાંઈ પણ હિસ્સો તેને શું મળે નહિ? અન્તે હિન્દમાં બળ આવ્યું અને તેના એક વીર પુત્રે ઉદ્દઘોષ કહાડયો કે “ **સ્વતન્ત્રતા એ મ્હારો જન્મહક છે; અને મ્હારે તે જોઇએ છે.** ” ‘ હોમ રૂલ ’

યાને 'સ્વરાજ્ય' સમસ્ત હિન્દનો મહાન મંત્ર બન્યો. સામ્રાજ્યમાં તેણે પોતાનું સ્થાન માગ્યું.

આ પ્રમાણે જ્યારે તેણે લશ્કરને મદદ કરવાનું જારી રાખ્યું અને લશ્કરમાં વધારો પણ કરવા માંડ્યો, સામ્રાજ્ય માટે લડવા માંડયું, હૉસ્પીટલ શિપ્સ, વૉર ફન્ડ, રેડક્રોસની સંસ્થા, અને રાક્ષસી વૉર લોન માટે પૈસાનું પાણી કર્યું ત્યારે તેને એક મહાન ભયનું ભાન થયું, કે રખેને જો પોતાના ઘરની વ્યવસ્થા નહીં સચવાય તો સામ્રાજ્યના વિગ્રહની ફત્તેહને પરિણામે તેની પોતાની સ્વતન્ત્રતામાં ઘટાડો થશે.

સામ્રાજ્યની પરિષદ્‌માં જ્યારે સામ્રાજ્ય સંબંધી પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી તે પ્રસંગે હિન્દનો અવાજ સંભળાવવાનો હિંદી રાજ્યનો હક સ્વીકારવામાં આવ્યો તે પગલું યોગ્ય દિશામાં લેવાયું. પરન્તુ બીજા દેશોમાંથી જ્યારે જવાબદારીવાળા પ્રધાનો પ્રતિનિધિ તરીકે લેવામાં આવ્યા હતા, ત્યારે હિંદુસ્થાનમાંથી બીન જવાબદારીવાળા રાજ્ય તરફથી પ્રતિનિધિ નીમવામાં આવ્યા અને પ્રજા તરફના પ્રતિનિધિઓની નીમણુંક કરવામાં આવી નહિં. પસંદગી તરફ કાંઈ વાંધો ઉઠાવવામાં આવ્યો નહોતો, પણ પસંદગીની પદ્ધતિ યોગ્ય નહોતી, કારણ કે રાજ્ય તરફથી તેમને પસંદ કરવામાં આવ્યા હતા. વડી ધારાસભાના પ્રજાકીય સભાસદો તરફથી પસંદગી થઈ નહોતી. ઑકટોબર ૨૭ ૧૯૧૫ને દિવસે ઑ. ખા. બા. એમ. એમ. શાસ્રીએ જે ઠરાવ રજુ કર્યો હતો તેમાં આ ખામી ઑ. મિ. સુરેન્દ્રનાથ બૅનરજીએ દેખાડી આપી હતી. તેમણે કહ્યું—

"નામદાર સાહેબ, આટલી આશાજનક સ્થિતિ જોતાં મ્હારા મિત્રનો ઠરાવ સંપૂર્ણ નથી. સામ્રાજ્ય પરિષદ્‌માં તેઓ સરકારના પ્રતિનિધિની સૂચના કરે છે, પ્રજાના પ્રતિનિધિ માટે તેઓ ઇચ્છા દર્શાવતા નથી. તેઓ સૂચવે છે કે સામ્રાજ્ય સભામાં સરકારના પ્રતિનિધિ નીમવા માટે હિંદુસ્થાનના પ્રધાનની માર્ફત નામદાર શહેનશાહને એક અરજી કરવી. મહેરબાન સાહેબ! સરકારી પ્રતિનિધિથી કાંઈ અર્થ સરે નહિં, ઉલટું તેમાં થોડેઘણે અંશે જોખમ સમાએલું છે. કારણ કે મ્હારે દીલગીરી સાથે કહેવું પડે

છે—પરંતુ મ્હારે તે કહેવુંજ જોઈએ—કે આ દેશના હિત સંબંધી ઘણા પ્રશ્નો તરફ અધિકારી વર્ગ અમારા દષ્ટિબિન્દુથી જોઈ શકતા નથી, અને અમારા દષ્ટિબિંદુથી જોતાં ઘણી વાર તેમના અભિપ્રાય અમારા હિતથી વિરૂદ્ધ લાગે છે. તે છતાં સામ્રાજ્યની સભા એ યુનાઇટેડ કીંગ્ડમ અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના પ્રધાનોનું એટલે સર્વ રીતે અધિકારી વર્ગનું સંમેલન છે એ વાત હું સ્વીકારૂં છું. પરંતુ અમારામાં અને તેમનામાં એક મહત્વનો ભેદ રહેલો છે. તેમના અધિકારીઓ લોકોની પસંદગીના છે. તેમના આચાર અને વિચાર માટે તેમના તેઓ જવાબદાર છે. અમારા અધિકારીઓ માત્ર નામના દેશના સેવક છે, પરંતુ વાસ્તવિક રીતે તેઓ જનસમાજના માલિક છે. આપ નામદારની ભલી અને ઉદાર રાજનીતિને પરિણામે આ વસ્તુસ્થિતિ કદાચ બદલાય અને હું ઇચ્છું છું કે તેમ થાય. પરંતુ હાલ તો જે સ્થિતિ છે તે જ ધ્યાનમાં લેવાની છે; હવામાં મહેલ ચણવા મિથ્યા છે, કારણ સ્વપ્ન પેઠે તેનો તો પળમાં નાશ થઈ જાય."

આ સામ્રાજ્ય પરિષદ્‌માં "હિંદુસ્થાનના પ્રતિનિધિઓ" એ ભાગ લીધો એ ઘણીજ મહત્વની ઐતિહાસિક બીના ગણાઈ. તેઓ પ્રતિનિધિઓ તો હતા પરંતુ ઉપર જણાવ્યું તેમ હિંદમાં બ્રિટિશ રાજ્યના—હિંદના નહિં, જ્યારે તેમના સહકારીઓ તેમની પ્રજાના પ્રતિનિધિ હતા. તે છતાં તેમણે ઘણું કામ કર્યું; કારણ કે તેઓ બુદ્ધિશાળી અને અનુભવી હતા; જોકે ઇમ્પીરીયલ પ્રેફરંસ ( Imperial preference ) ની સભામાં અને કેટલેક અંશે ગીરમીટીઆ મજુરીના પ્રશ્નમાં તેઓએ આપણું હિત સાચવ્યું નહિં. આટલું છતાં આ પરિષદ્‌માં હિંદના પુત્રોની હાજરીને પરિણામે ઊંડો ભેદભાવ નાશ પામે એવી આશા રાખી શકાય. અને તેઓ તેમના સહકારીઓને ખાત્રી કરાવી શક્યા હશે કે હિંદ જોકે માત્ર એક પરતંત્ર દેશ છે, પરંતુ હિંદના પુત્રો તો તેમની બરોબરી કરી શકે તેવા છે.

પબ્લિક સર્વિસ કમિશનનો રીપોર્ટ હવે તો ઘણોજ અસ્થાને થઈ પડ્યો છે, એટલે તેની ચર્ચા કરવાની આવશ્યકતા રહી નથી; પરંતુ તેને લીધે ઘણી નિરાશા અને અસંતોષ થયો હતો. કારણ કે તેને લીધે એમ માલુમ પડ્યું કે કમિશનના સભાસદોનો ઘણે ભાગે એવો

મત હતો કે હિંદુસ્તાનના રાજ્યકારોબારમાં ઇંગ્રેજી અધિકારપણું કાયમને માટે હતું અને ત્રીસ વર્ષ પછી આઈ. સી. એસ. માં અને પોલીસખાતામાં ઊંચા અધિકારીઓનું હિંદવાસીનું પ્રમાણ માત્ર ૨૫ ટકા રાખવાનું હતું. આ કમિશનનું નામ લેતાં મારે ઑ. મિ. જસ્ટીસ રહીમનો સમસ્ત હિંદ તરફથી ઉપકાર પ્રદર્શિત કરવો જોઈએ. કારણ કે માત્ર તેમણેજ એકલાએ પોતાનો વિરૂદ્ધ મત દર્શાવવાની હિંમત ભીડી છે, અને ઇંડિયન સિવિલ સર્વિસમાં કઈ પદ્ધતિથી પસંદગી થવી જોઈએ તેનો ખરો માર્ગ સૂચવ્યો છે.

આ કમિશનમાં હિંદના માત્ર ત્રણ પ્રતિનિધિઓ હતા. તેને રિપૉર્ટ તૈયાર થતા પહેલાં ગોપાળ કૃષ્ણ ગોખલે તો મૃત્યુવશ થયા. આ કામ ચાલતું હતું તે દરમિયાનજ પોતાના દેશી જનોનું અપમાન થતું જોઇને તેમની પીડા વધી પડી અને તેમનો ઘણો જલદી અંત આવી ગયો. મી. અબ્દુલ રહીમ વિષે મેં ઉપર કહ્યું છે. ઑ. મી. ઍમ. બી. ચૌબલે રિપૉર્ટ ઉપર સહી કરી પરંતુ કેટલાક મહત્વના ઠરાવો માટે વિરૂદ્ધ મત દર્શાવ્યો. આખો રિપૉર્ટ આ દારૂણ વિગ્રહ પહેલાં તૈયાર થયો એટલે હવે તો એક પ્રાચીન વિચિત્રતા જેટલીજ તેની કીંમત રહી છે.

આ સઘળાં કારણોને લીધે હિંદને તો એમજ માલુમ પડયું કે ભવિષ્યમાં તેને તો સદાને માટે પરાધીનપણુંજ વેઠવાનું છે. ગ્રેટ બ્રિટનમાં બ્રિટન રાજ્ય કરે છે, ફ્રાન્સમાં ફ્રેન્ચમેન કરે છે, અમેરિકામાં અમેરિકન રાજ્ય કરે છે, દરેક સંસ્થાન પોતાપોતાના વિભાગમાં સત્તા ચલાવે છે, પરંતુ હિન્દવાસીને તો કોઈજ સ્થળે સત્તાનો અધિકાર હોવાનો નહી. જગતની સઘળી પ્રજામાં એનેજ મ્હારો દેશ એવી ભાવનાજ તેનામાં ઉદ્‌ભવ થવી ન જોઈ એ. “ બ્રિટન તે તો બ્રિટીશ લોકને માટેજ ” એ તો વાજબી અને કુદરતી ભાવના ગણાય. “ભારતવર્ષ તે ભારતનિવાસી માટેજ ” એ ખોટું એટલુંજ નહીં પણ એ તો રાજ્યદ્રોહ ગણાય. હિંદ તો સામ્રાજ્ય માટેજ હોવું જોઈએ—એમ પણ નહીં :પરંતુ પોતાની તરફ બેદરકાર રહીને પણ બાકીના સામ્રાજ્યના હિતને માટે ભારતવર્ષનું અસ્તિત્વ છે એમ ગણતરી થવી જોઇએ. બ્રિટિશ વેપારને માટે બ્રિટિશ મદદ હોવી જોઇએ એ બ્રિટન માટે યોગ્ય

ગણાય. પરંતુ હિંદવાસી સ્વદેશી ચીજો માટે આગ્રહ કરે તે હલકાઈ અને સામ્રાજ્ય વિરૂદ્ધની ભાવના ગણાય. ગો. કૃ. ગોખલે કહેતા તેમ હિંદવાસીએ તો સદાને માટે અને વળી સાભાર 'અધમતાના વાતાવરણમાંજ' પડી રહેવું જોઇએ; અને (કાંઈ પણ હક વગર) સામ્રાજ્યના શહેરી તરીકે અભિમાન ધરવું જોઈએ જોકે સામ્રાજ્યની બીજી પ્રજાઓ પોતાના દેશનાં (હકવાળા) શહેરી પ્રથમ કહેવાય અને પછી સામ્રાજ્યના શહેરી ગણાય. જે વખતે ગ્રેટબ્રિટન માટેનો હિંદવાસીને સદંતર વિશ્વાસ ઊઠી જતો લાગ્યો તે જ વખતે હિન્દુસ્તાનના સેક્રેટરી તરીકે મી. મોન્ટેગ્યુની નીમણુક થયાના, અહીં તેમને આવવાના આમંત્રણના, અને હિંદુસ્થાનની શી માગણી છે તે જાતેજ જાણવાને અહીં પધારવાના આનંદદાયક સમાચાર આવ્યા. ગાઢ અન્ધકારમાંથી પ્રકાશનાં કિરણ સમાન આ સમાચાર લાગ્યા, ગ્રેટબ્રિટન માટેનો વિશ્વાસ પુનર્જાગૃત થયો અને એક મિત્રના આગમનનું સ્વાગત કરવા માટે હોંસભરી તૈયારી થવા માંડી.

હિંદી સરકાર રાજ્યસત્તા અને ગ્રેટબ્રિટનની બદલાએલી રાજ્યનીતિને પરિણામે હિંદનો દૃષ્ટિ કોણ બદલાયો છે. પરંતુ આ બદલાયેલા દૃષ્ટિકાણને પરિણામે સ્વરાજ્ય મેળવવાના તેના દૃઢ આગ્રહમાં લેશ માત્ર પણ ફેર પડયો છે એવું કોઈએ પણ ધારવાનું નથી. સુલેહના કરારો પર લક્ષપૂર્વક વિચાર કરવાને તે તૈયાર છે, પણ તે "માનપૂર્વક સુલેહ" હોવી જોઈએ, અને આ સ્થળે માનનો ભાવાર્થ સ્વતંત્રતા છે. જો આ ન મળે તો હજુ પણ વધારે જોશભર ચળવળ શરૂ થશે.

## (क) ગૌરાંગ પ્રજાના ચઢીઆતીપણા માટે ઘટી ગએલો વિશ્વાસ.

આર્યસમાજ અને થીઑસૉફિકલ સોસાયટીની સ્થાપનાથી આ અણવિશ્વાસનો આરંભ થવા માંડયો. હિન્દુસ્થાનના લોકોને પોતાની પ્રાચીન કીર્તિ, પ્રાચીન વિભૂતિ માટે કદર કરતાં, વર્તમાન સમય માટે સ્વમાન રાખતાં, ભવિષ્ય માટે પોતાનામાં વિશ્વાસ રાખતાં, બન્ને ધર્મસંસ્થાઓએ શીખવવા માંડ્યું. દરેક બાબતમાં પશ્ચિમનું અનુકરણ કરવાની અનિષ્ટ પદ્ધતિ તેમણેકહાડી નાંખી, અને વિવેક રાખતાં

શીખવ્યું, પશ્ચિમના વિચાર અને સંસ્કૃતિમાં જે ઇષ્ટ હોય તેનો ઉપયોગ કરવા શીખવ્યું. સ્વામી વિવેકાનંદના બળની પણ મજબૂત અસર થઈ હતી. હિન્દ માટે તેમને અનહદ પ્રેમ અને માનની લાગણી હતી. પાશ્ચાત્ય સુધારાની કૃત્રિમતાના ગેરલાભ તેમણે ઉઘાડા પાડયા હતા. દૃષ્ટાંત તરીકે તેમણે એક વાર ઉપદેશ કર્યો હતો કે—

"ભારતનાં સંતાનો! આજ હું કાંઈક વ્યવહારૂ ઉપદેશ કરવા અહીં આવ્યો છું, અને પ્રાચીન વિભૂતિનું ત્હમને સ્મરણ કરાવવાનો મ્હારો હેતુ માત્ર એટલોજ છે. મ્હને ઘણી વાર કહેવામાં આવ્યું છે કે ભૂતકાળની મોટાઈ વિષે વિચાર કર્યાથી માત્ર અધોગતિ થાય છે, તેનું પરિણામ કાંઇ આવતું નથી અને તેથી આપણે ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખવી જોઇએ. આ વાત સત્ય છે પરંતુ ભૂતકાળ ઉપરથીજ ભવિષ્ય ઘડાય છે. તેથી તમારાથી જેટલે દૂર ભૂતકાળમાં દૃષ્ટિ કરી શકાય તેટલી કરો, ભૂતકાળનું પાન જેટલું કરી શકાય તેટલું કરો અને ત્યાર પછી આગળ દૃષ્ટિ કરો, આગળ કુચ કરો, અને હિન્દને પહેલાં કદી નહોતું તેવું યશસ્વી અને મહાન બનાવો. આપણા પૂર્વજો ઘણા મોટા હતા, એ આપણે સ્મરણમાં રાખવું જોઈએ. આપણે શેના બનેલા છે તે જાણવું જોઈએ. આપણી રગોમાં કેવા પ્રકારનું લોહી વહે છે તે ઓળખવું જોઈએ. એ લોહીમાં તેમજ ભૂતકાળમાં તેણે શું કર્યું હતું તેમાં શ્રદ્ધા હોવી જોઈએ અને એ શ્રદ્ધાના તથા ભૂતકાળની વિભૂતિના જ્ઞાનના આધાર પર ભૂતકાળમાં હતું તેના કરતાં પણ મહાન હિન્દ રચવું જોઈએ."

વળી એક સ્થળે કહે છે કે:—

"હું ખાત્રીપૂર્વક જાણું છું કે કરોડો લોકો દરેક સુધરેલા દેશોમાં દુષ્ટ કૃત્રિમ સુધારાના ખાડામાંથી બચવા માટે ઇચ્છા રાખે છે; કારણકે અર્વાચીન કુબેરની ભકિતને લીધે તેઓ વિશાળ કૂપમાં દોરાયા જાય છે. અને નવી સામાજિક હીલચાલના ઘણા નેતાઓને માલુમ પડયું છે કે તેમની સામાજિક ભાવનાને આધ્યાત્મિક માર્ગે વાળવા માટે વેદાન્ત જેવો બીજો એકે માર્ગ નથી."

યુરોપિયન તત્ત્વવેત્તાઓ અને અભ્યાસકોમાં સંસ્કૃત સાહિત્ય પ્રત્યેના ભાવને લીધે આ પદ્ધતિ ચાલુ રહી. પરંતુ આ બધાની અસર થોડાને થઈ, ઊંડે સુધી પહોંચી નહીં. રશિયા ઉપર જાપાને જીત મેળવી ત્યારથી ગૌરાંગ પ્રજા ચઢીઆતી છે એ શ્રદ્ધા ઘટવા માંડી કેમ કે ત્યારેજ માલુમ પડયું કે એક ન્હાની સરખી પૂર્વની પ્રજા પશ્ચિમના મોટા રાષ્ટ્ર સામે ટક્કર ઝીલી શકે છે. રશીઅન નેતાઓની નબળાઈ અને સડો પ્રસિદ્ધ થયો. અને તેના વિરોધીઓનું મક્કમપણું અને દેશને માટે સ્વાર્થત્યાગ કરવાની જાહેર હિમત જણાઈ આવી.

ત્યાર પછી રાષ્ટ્ર અને સમાજ સંબંધી જર્મન લોકોના પાશવ સિદ્ધાન્તો જાહેર થયા. તેથી આ અણવિશ્વાસમાં વધારો થયો. તેમાં વળી જીતેલા દેશ પ્રત્યેની તેમની વર્તણુક અને ખાલસા કરેલા ભાગનો નાશ કરવાની તેમની પદ્ધતિએ તેમાં વિશેષ ઉમેરો કર્યો. બિસ્માર્કનું શિક્ષણ અને ફ્રાન્સ, ફ્લાન્ડર્સ, બેલજીઅમ, પોલાન્ડ અને સર્વીયા સાથેની તે પ્રમાણેની વર્તણુકને પરિણામે એશીઆ કરતાં યુરોપ ચઢીઆતો છે એ ભાવના સદંતર નાશ પામી. ત્યાંનો સુધારો માત્ર ઉપર ટપકેનો અને ત્યાંનો ધર્મ માત્ર બાહ્યાચાર છે, ત્યાંનું જીવન નથી એ વાત માલુમ પડી આવી; મૃત્યુ-વશ થએલાં તેમજ ઘાયલ થએલાં અસંખ્ય મનુષ્યોના ઢગલાં તરફ નજર કર્યાથી, વિજ્ઞાનનો આસુરી પ્રયોગ કરવામાં ઉપયોગ થતો જોઈ-ને, તેમજ મનુષ્યનો નાશ કરવાને માટે હરહમેશ નવાં યંત્ર, નવા શસ્ત્ર તૈયાર થતાં જોઇને એશીઆને જો એમ લાગે કે તેનો પોતાનો ધર્મ અને પોતાનો સુધારો ઇષ્ટ છે તો તે ક્ષન્તવ્ય છે.

વિગ્રહના બહારના હોહાકાર કરતાંએ સ્વતંત્રતા અને રાષ્ટ્રીય ભાવ-નાના આદર્શ જે પ્રથમ પંક્તિની પાશ્ચાત્ય પ્રજાઓએ બહાર પાડયા હતા તેના સત્ય માટે તેમજ તેમના પ્રમાણિકપણાને માટે ઊંડો સંશય માલુમ પડયો. થોડા વખત અગાઉ સર જેમ્સ મેસ્ટને સત્ય કહ્યું હતું કે આજ જેવો અણવિશ્વાસ અને વહેમ હિન્દવાસીઓમાં માલુમ પડે છે, તેવો તેના લાંબા અનુભવમાં કદી જોયો નથી. અને તે ખરૂંજ છે. ઘણાં વર્ષોથી અપાયેલાં વચન અને કરારો હજી સુધી પળાયા નથી તેથી હિન્દ-વાસીઓને માઠું તો લાગેલુંજ હતું. રાજકીય ચળવળ જોર ભૂલમથી

દાબી દેવાની પદ્ધતિનો ૧૯૦૫ ની સાલથી ઉપયોગ થયો અને લડાઈ શરૂ થયા પછી રાષ્ટ્રોના બચાવ માટે તથા કરારોનું ઉલંઘન ન થાય તે માટેની લડાઈ પછી પણ તે પદ્ધતિનો વધારે ઉપયોગ થતાં આ અણવિશ્વાસના બી ઘણાં ઊંડાં પેસતાં ગયાં. લાંબો વખત સુધી ખાળી રખાયેલા મોટા સુધારાઓ પ્રમાણિકપણે અમલમાં મૂકવાની હીંમત ભરી રાજનીતિથી જ આ અણવિશ્વાસ દૂર થશે. રાજકીય બાબતોમાં ઢીલ હવે ચાલે તેમ નથી. ડહાપણ ભરેલા ચોકકસ ફેરફાર કરવાનો હવે વખત આવી પહોંચ્યો છે.

આ ઊંડા કારણોમાં, પ્રજાની ઉન્નતિ માટેની કેટલાંક દેશી રાજ્યોની પ્રગતિવાળી રાજનીતિ સાથે બ્રિટિશની મંદ રાજનીતિનીસરખામણી પણ ઉમેરાવી જોઈએ છે. હિન્દવાસીને લાગે છે કે આ પ્રગતિ હિન્દી રાજા અને પ્રધાનની સલાહથી થઈ શકે છે. જ્યારે એને માલુમ પડે છે કે માઇસોરમાં લોકોની કારોબારી સભામાં કરેલી સૂચનાઓ તરફ સંપૂર્ણ લક્ષ અપાય છે, અને બને તો તે પ્રમાણે વર્તન થાય છે ત્યારે તેને લાગે છે કે સત્તાના બહારના દેખાવ વગર પણ ધારા સભાના સભાસદો કરતાં ત્યાંના સભાસદો વધારે સત્તાનો ઉપયોગ કરી શકી છે. તે જુએ છે કેળવણીનો ત્યાં વધારે પ્રચાર છે, ત્યાં નવા ઉદ્યોગો પોષાય છે, ગ્રામ્ય પ્રજાને પોત પોતાના વ્યવહારની દેખરેખ રાખવાના હક આપવામાં આવે છે, અને તેની જોખમદારી લેવામાં ઉત્તેજન આપવામાં આવે છે. અને બ્રિટીશ કુશળતા કરતાં હિન્દવાસીની શક્તિહીનતાનું પરિણામ વધારે સારૂં આવતું જોઇને આશ્ચર્ય પામે છે. એકંદર રીતે જોતાં હિન્દવાસીને માટે હિન્દી કારોબારજ ઉત્તમ હશે.

## ( ૭ ) વેપારી વર્ગની જાગૃતિ.

હિન્દુસ્થાનમાં જે બળને પરિણામે નવું હિન્દ ઉત્પન્ન થયું છે, તેમાં વેપારી વર્ગની રાજકીય જીવનસંબંધી જાગૃતિ એ કદાચ સહુથી વધારે મોટું બળ હશે, અને તે ઘણુંજ આશાજનક છે. ૧૯૧૫ માં ઔદ્યોગિક પરિષદ્ વખતે સર દોરાબ ટાટાએ રાજકીય અને ઔદ્યોગિક ચળવળને એકત્ર કરવાની સૂચના કરી હતી. હવે તેમ થવા માંડયું છે. અત્યાર સુધી વેપારી વર્ગ પોતપોતાના ધંધામાં ગુંથાએલા રહ્યા હતા, પરંતુ લડાઇને લીધે તેમની આંખો ઉઘડી કે એજ ધંધાઓને સરકારી રાજનીતિને લીધે ઘણો ધોકો

લાગતો હતો અને તેથી તેમને રાજ્ય કારોબારમાં ભાગ લેવાની જરૂર જણાઈ. દૃષ્ટાન્ત તરીકે જર્મન વેપાર સાથે જે ઉદ્યોગોનો સંબંધ હતો અને લડાઇને લીધે જેનો નાશ થવા સંભવ હતો તેને મદદ કરવાની સરકારે નાપાડી; જે જરૂરીઆતો અત્યાર સૂધી જર્મની પુરી પાડતું હતું તેને માટે અહીં કારખાનાં કાઢવાની તથા કારખાનાંને પૈસાની મદદ કરવાની સરકારે ના પાડી; લડાઇને બહાને વેપારમાં બંધન નાંખ્યાં, તેથી ખીલતા ઉદ્યોગોની વૃદ્ધિ થઈ શકી નહિં; નાણાં બજારની ભીડ ભાગવાને કાંઈ પ્રયત્ન કર્યો નહિં, અને ઇંગ્રેજ વેપારીઓ પોતાનાં દેવાં પતાવવાને નાણાં મોકલી શકયાં નહિં તેથી અહીંના ધનાઢ્ય વેપારીઓને નાણાંની તંગી પડી; પોતાની શાખ સાચવવા માટે કેટલાકને તો સરકારી લોન થોડી કીંમતે પણ વેચી નાંખવાની જરૂર પડી; સામાન લીધાંના રોકડ નાણાં બદલ કોઈ કોઈ વાર તો વૉર બોન્ડસ આપવામાં આવ્યા. દરેક સ્થળે જુદી જુદી રીતની આપદાઓ પડી. અને મદ્રાસ કરતાં મુંબાઇના ધનાઢ્ય અને સ્વતંત્ર વેપારીઓને કાંઇક અંશે ઓછી મુશીબત નડી. મદ્રાસની મુશ્કેલીઓની તો મ્હને બરોબર માહીતિ છે.

મદ્રાસની પ્રેસિડેન્સી બેન્કમાં હિંદી કરતાં અંગ્રજ વેપારી તરફ પક્ષપાત વધારે બતાવવામાં આવે છે, અને ત્યાંની બેન્કમાં ઘણાં વર્ષોની માગણી છતાં હિન્દી ડીરેકટર રાખવામાં આવતા નથી તેથી ઘણી વધારે મુશીબતો પડે છે. સરકારી નોટની કીંમત ઘટી જવાને લીધે વેપારીઓની ચિંતામાં વધારો થયો, અને જ્યારે ઘણી ભીડ પડી ત્યારે રોકડ નાણાં લેવા માટે ખોટ ખાઇને પણ વેપારીઓને નોટો વેચી નાંખવી પડી; અને જ્યારે તેની કીંમત ઘણી ઘટી ગઈ ત્યારે રાજ્યની સ્થિરતા માટે પણ ઉદ્વેગ ઉત્પન્ન થયો.

જમીન અને ખાણો ઘણાં વર્ષોથી પરદેશી પ્રજાને સોંપી હતી, અને સરકાર તે તરફ બેદરકાર હતી તે પણ એક ચિંતાનું કારણ થઈ પડયું હતું.

પશ્ચિમ કિનારા ઉપરના નાળીએર અને દોરડાંનો વેપાર જર્મનોના હાથમાં જતો રહ્યો હતો. લડાઇને લીધે તેમની પાસેથી સદંતર અંગ્રેજી વેપારીઓને હસ્તક જતો રહેવાનો ભય હતો. સારે નસીબે ટાટાની કંપની વચ્ચે આવી અને આ ભય દૂર

થયો. અને એ હિંદનો ઉદ્યોગ કાયમ રહ્યો. દશ વર્ષ અગાઉ યુદ્ધ સામગ્રી બનાવવાના સાધનમાં વપરાતી મોનેઝાઈટ નામની વસ્તુનો બધો ઉદ્યોગ જર્મનીના હાથમાં હતો. હિંદુસ્થાનની અબરખની ખાણો જર્મન મીલકત થઈ ગઈ હતી. વગર કેળવેલાં ચામડાં આખાં ને આખાં જર્મની મોકલવામાં આવતાં હતાં, જો કે માઇસોરે બતાવી આપ્યું હતું કે યુરોપનાં કારખાનાં કરતાં હિન્દુસ્થાનમાં તે વધારે સારી રીતે કેળવી શકાય છે. અને જો થોડુંક ઉત્તેજન અને મદદ મળી હોત તો તેમાં કાંઈજ વાંધો પડત નહીં, અને તેના ઉપર કામ પણ અહિંજ થાત. તેમ કરવાને બદલે વગર કેળવેલાં ચામડાં સરકારે પોતાની મેળેજ કીંમત ઠરાવીને ખરીદ કરી લીધાં અને તેને કેળવવાને, સુધારવાને અને શીવડાવવાને પરદેશ મોકલાવી દીધાં. ગયા સપ્ટેંબરની ૫ મી તારીખે વડી ધારાસભામાં બોલતાં વાઇસરૉયે કહ્યું કે હિન્દુસ્થાનના ચામડાના વેપારીઓને ઘણુંક કામ સોપ્યું હતું અને અખતરા ઉપરથી વેપારમાં ગેરલાભ ન થાય એવું પરિણામ માલુમ પડ્યું હતું. અને તેમણે આશા જણાવી હતી કે લડાઈ પછી ચામડાં કેળવવાના ઉદ્યોગમાં ઘણી વૃદ્ધિ કરી શકાશે. પરંતુ લડાઈની ભારે કીંમતે ચામડાં ખરીદવાં એ ઠરાવને લીધે વેપારીઓને બહુ નિરાશા થાય છે, કારણ કે ઇંગ્લંડની નાગરિક વસ્તી માટે ચામડાનો સામાન પુરો પાડવા બ્રિટીશ વૉર ઑફીસ તે ખરીદી લે છે. પરંતુ સનદીઓને માટે જોડા પૂરા પાડવાની વૉર ઑફીસને શી જરૂર છે ? અને સનદી તેમજ લશ્કરી બન્નેની જરૂરીઆતો માટે હિંદુસ્થાનને શા માટે તણાવવું જોઇએ ? જો હિંદુસ્થાનના પૈસાથી, કારીગરોને હિંદનો પૈસા આપીને ચામડાં કેળવવાના અખતરા થતા હોય, અને બ્રિટીશ નાણાં વપરાતાં ના હોય તો તેનો નફો હિંદની માલિકીનો ગણાવવો જોઇએ, અને દેશના લોકોનું દ્રવ્ય તેનાથી વધવું જોઇએ, અહીં વસેલા બ્રિટીશ વેપારીઓ અને અને કારીગરોને તેનો લાભ મળવો જોઇએ નહીં.

લડાઇને લીધે હિન્દુસ્થાનનાં કુદરતી સાધનના ભંડારનો ઉપયોગ કરવાનું ડહાપણ સરકારને સુઝ્યું છે, અને તે તરફ લક્ષ દોરાયું છે. અને "તૈયાર માલ માટે હિન્દને બીજા દેશો ઉપર આધાર ન રાખવો પડે, પોતાની જરૂરીઆતો પોતેજ પુરી પાડી શકે તેને માટે આ કુદરતી સાધનનો ઉપયોગ કરવાની " વ્યવસ્થા કરવા સંબંધી વાઇસરોયે ઇચ્છા બતાવી હતી. અમે

આ મતને અંતઃકરણપૂર્વક સંમત છીએ. હિંદવાસીઓ ઘણાં વર્ષોથી આ પુકાર કરી રહ્યા છે, કારણ કે હિંદની ભિન્ન ભિન્ન હવા અને જમીનને લીધે તે પોતાની જરૂરીઆતોનાં સાધન ઉત્પન્નકરી શકે તેમ છે; અને બાકી રહેલાં સાધનવડે—૧૭ મા સૈકામાં ફ્રીલીમોરે કહ્યું હતું તેમ " તેની જમીનનાં ઉત્પન્નમાંથી " દૂર દેશોને માલ પુરો પાડી શકે. પરંતુ પ્રથમ ઇસ્ટ ઈંડીઆ કંપનીએ, અને પછી બ્રિટીશ સરકારે, અને ત્યાર પછી રાજ્યપક્ષી વેપારીઓના સ્વાર્થી મંડળોએ પુષ્કળ આગ્રહ કર્યો કે હિંદે તો કાચો સામાનજ પુરો પાડવો, અને તેને તૈયાર કરવા પરદેશ મોકલવો, અને તેમાંથી તયાર કરેલો સામાન ખાસ કરીને સામ્રાજ્યમાં ને સામ્રાજ્યમાંજ ખરીદ કરી લેવો. મૅકોલેએ બતાવ્યું હતું તેમ હિંદુસ્થાનની ગરીબાઇ અને ઈંગ્લંડના ઉદ્યોગની આશ્ચર્યકારક પ્રગતિ સાથે સાથેજ થઈ. જો હાલના વાઇસરૉય ઈંગ્રેજી ઉદ્યોગને બદલે હિન્દના ઉદ્યોગને ઉત્તજન આપીને ચાલતી પદ્ધતિ બદલી નાંખશે તો હિન્દ તેમનો ઘણોજ ઉપકાર માનશે. ઔદ્યોગિક કમિશન આગળ એક સાક્ષીએ જણાવ્યું હતું કે બહારની જરૂરીઆતો માટે હિન્દુસ્થાને માલ ઉગાડવો જોઈએ, એનો અર્થ એ કે ઇસ્ટ ઈંડીઆ કંપનીએ કહ્યું હતું તેમ કાચાં સાધનોનું ક્ષેત્ર હિન્દે થવું જોઇએ. આ બાબતને માટે જો આગળના અનુભવને લીધે આપણે કાંઇક ચિંતા રાખીએ તો વાઇસરોયે ક્ષમા આપવી જોઇએ. એક સૈકા અગાઉ મધ્યપ્રાંતોમાં લોખંડની ખાણો માલુમ પડી હતી, પણ તે ધાતુ કહાડવા માટે કાંઇ પણ પ્રયાસ થયો નહોતો. તે વખતે આખી પૃથ્વીપર ઈંગ્લંડજ લોખંડ મેળવવાનું સ્થળ હતું તેથી કોઈ બીજો હરીફ તેને ઇષ્ટ નહોતો, એ વાત આપણે ભૂલી શકીએ તેમ નથી. આ પ્રસંગનો લાભ ટાટાએ લીધો અને તેમના ૩૦ રૂ. ના શેર અત્યારે રૂ. ૧૧૮૦ ને ભાવે વેચાય છે. તેમણે એક મોટો ઉદ્યોગ શરુ કર્યો અને તેમના લોખંડની એટલી માગણી થાય છે કે તે પુરી પાડી શકાતી નથી. આટલાં વર્ષો સૂધી જો આ લોખંડ કહાડવામાં આવ્યું હોત અને તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોત તો સંચા કામ માટે બ્રિટનને આધારે આપણે બેસી રહેવું ન પડત; તેને અભાવે નવા ઉદ્યોગો શરુ કરી શકાતા નથી, જૂનામાં વધારો થઇ શકતો નથી; કારણ કે ગ્રેટ બ્રિટનનાં કારખાનાં તો લડાઇના કામમાં રોકાયાં છે.

વાઇસરોયે ખરૂં કહ્યું હતું કે પહેલાં થએલા પ્રયત્નો "તાત્કાલિક હતા, પદ્ધતિપૂર્વક ન હોતા;" પણ વળી કહે છે કે:

"વિજ્ઞાનની મદદથી ખેતીની પદ્ધતિમાં જે વ્યવસ્થાપૂર્વક શોધખોળ કરવામાં આવે છે, અને જીઑલોજીકલ સર્વે તરફથી ખાણના ઉદ્યોગને જે સંગીન મદદ આપવામાં આવે છે તેનાથી જે ફત્તેહ મળી છે તેથી બીજા ઉદ્યોગોનાં લાભ માટે પણ એજ ધોરણસર હીમત ભરેલી નીતિ અખત્યાર કરવાને ઉત્તેજન મળે છે."

અહીં આપણે ઘડી ભર થોભીને કહેવું જોઇએ કે વિજ્ઞાનની મદદ ખેતીવાડીમાં આપવાના અખતરા થાય છે તેનો ઉપયોગ હિન્દને બદલે ઈંગ્લંડની માંગણી પુરી પાડવામાં થાય છે. હિન્દુસ્થાન ટુંકા તાંતણાનો કપાસ પેદા કરે છે. તે ખાસ કરીને હાથની સાળના ઉદ્યોગમાં ઉપયોગમાં આવે છે. લેંકેશાયરને લાંબા તાંતણાનો કપાસ જોઇએ છે, અને યુનાઇટેડ સ્ટેટસમાં અને ઇજીપ્ટમાંથી તે પુરતા જથામાં મળી શકતો નથી. તેથી ટુંકા તાંતણાને બદલે હિન્દુસ્થાને લાંબા તાંતણાનો કપાસ ઉગાડવો જોઇએ, એમ કહેવામાં આવે છે. આ ન્યાય આપણાથી સમજી શકાતો નથી, એ કબુલ કરવું જોઇએ. તેમજ ઈંગ્લંડના વેપારનો અભ્યાસ કરતાં એમ પણ માલુમ પડતું નથી કે ઈંગ્લંડ જેનું દૃષ્ટાંત અનુકરણ કરવા યોગ્ય ગણાય છે તેણે પરદેશી ઉદ્યોગની ખીલવણી કરવા ખાતર કાંઈ પણ સ્વાર્થત્યાગ કર્યો હોય.

આમ છતાં હિંદના ઉદ્યોગની ખીલવણી માટે સરકારને જાગૃત કરવામાં દેશહિતેચ્છુ પુરૂષોના પ્રયત્નો જે કરી શક્યા નથી તે લડાઇથી થયું છે. લડાઇને પરિણામે ઔદ્યોગિક કમિશન નીમાયું. અને લડાઈના સાધન પુરા પાડવા માટે ઔદ્યોગિક વ્યવસ્થા કરવામાં આવી. આ રાજકીય શસ્ત્રનો લાભ લઇને હિંદના વેપારીઓ જોવું જોઇએ કે સરકાર તરફથી ઉદ્યોગોને જે ઉત્તેજન આપવામાં આવ્યું છે અને જે વ્યવસ્થા કરવામાં આવી છે—જો તે તેમના કબજામાં રહેતી વડી સરકાર ન હોય તો—તેને પરિણામે હાલ છે તેના કરતાં તેમની સ્થિતિ વધારે આધીન ન થઈ જાય. આ ધાસ્તીને લીધેજ વેપારી વર્ગમાં જાગૃતિ આવી છે. દૃષ્ટાંત તરીકે ચ્હાનો ઉદ્યોગ ઇંગ્રજી વેપારીઓને હસ્તક છે, અને ખેતીના બીજા પાકની આવક ઉપર

કર નાખવામાં આવે છે, પણ જ્હા ખેતીની પેદાશ છે છતાં તેના પર અત્યાર સુધી કર નાખવામાં આવ્યો નથી. જો આ પદ્ધતિ પ્રમાણે ચાલવામાં આવે, અને હિંદના પૈસાથી ઉદ્યોગ ખીલવીને તે પરદેશી લોકના હાથમાં મૂકવામાં આવે તો, હાલ છે તેના કરતાંએ વધારે સંખ્યામાં હિંદના લોકોને ઈંગ્રેજી કંપનીમાં કારકુન પટાવાળા, અને મુખતીયાર વિગેરે હલકી નોકરીમાં જવું પડે, અને વધતી જતી હરીફાઈને લીધે ઓછીને ઓછી મજુરી ઉપર આધાર રાખવો પડે.

જો હિંદવાસીઓ હિંમતભેર ડોકું ઉંચું કરવાનો પ્રયત્ન કરે તો હિન્દના ઉદ્યોગની સ્થિતિ કોઈ પણ રીતે નિરાશાજનક નથી. "બ્રિટીશ ઈંડીઆ ઍન્ડ ઇટસ ટ્રેડ"માં મિ. ટોઝર કહે છે કે—

મોટા પાયા પર ચાલતા રૂ અને શણના ઉદ્યોગમાં ઘણા વધારે સુધારાનો અવકાશ છે. ખાંડ અને તમાકુ ઘણા જથ્થામાં તૈયાર કરવામાં આવે છે, પણ બન્નેના પાકમાં અને બનાવટમાં વિજ્ઞાનની તાજી શોધની મદદ લેવાની જરૂર છે. તેલીબીઆં બહાર મોકલવાને બદલે દેશમાંજ પીલાવવાં જોઇએ. કપાસીઆનો ઉપયોગ હાલ થાય છે, તે કરતાં વધારે ઉપયોગ કરીને તેનો નફો મેળવવો જોઇએ. ચામડાં અને છાલ જે એમને એમ હાલ પરદેશ મોકલવામાં આવે છે તે હિન્દમાં કળવી શકાય અને તૈયાર કરી શકાય. વળી ઊન અને રેશમનું કાપડ જે હિન્દમાં ઘણું જાડું તૈયાર કરવામાં આવે છે તેને બદલે પાતળું અને સુંવાળું તૈયાર કરી શકાય. જો કે આગગાડીનો ચાલતો માલ અહીં તૈયાર કરવામાં આવે છે, તો પણ પૈડાં, ધરી, ટાયર વિગેરે બધો લોખંડનો સામાન પરદેશથી મંગાવવો પડે છે. હાલમાં ઘણા ન્હાના પાયા પર પોલાદ તૈયાર કરવામાં આવે છે, અને લોખંડનાં કારખાના અને સંચાની દુકાનો જો કે વધતી જાય છે તો પણ તેમાં ઘણો વધારો થઈ શકે તેમ છે. સંચાનો સામાન અને હથીઆરો ઘણે ભાગે બહારથી લાવવાં પડે છે. લાખો ખેડુતો અને કારીગરો હલકી જાતના ઓજારો વાપરે છે, તેને બદલે ટકાઉ અને સારી જાતના ઓજારો વાપરી શકાય. સુધરેલી ઢબની ઘાણીઓ અને હાથની શાળોથી ઘણો નફો થઈ શકે એવો માલ તૈયાર કરી શકાય. કાગળના અને લોટના કારખાના મોટી સંખ્યામાં સ્થાપી શકાય. શીવવાના સંચા, દારૂખાનું, દોરડા, જોડા, ઘોડાના જીન, ઘડીઆલ, જુદી જુદી જાતના, અરે

વિજળીના સાધનો, કાચ અને કાચનો સામાન, ચાહના દાબડા, મોજા, ચોખા, ખેળ, દીવાસલીઓ, દીવા, મીણબતી, સાબુ, સુતરાઉ કાપડ, લાકડાનો સામાન, છરીકાંટા વિગેરે ઘણી વસ્તુઓ તૈયાર કરી શકવાનો અવકાશ છે.

સ્પષ્ટ રીતે જોતાં હિન્દુસ્થાન પોતાની જરૂરીઆતો પુરી પાડી શકે તેમ છે, અને પહેલાના વખતની માફક બાકીનો માલ બહાર પણ મોકલી શકે. પણ હાલમાં તેની આયાત વધતી જાય છે, અને હાલની પદ્ધતિથી તેની નિકાશને લીધે જોઇએ તેટલી કમાણી થતી નથી.

લડાઇ પહેલાં તેની આયાત ધીમે ધીમે વધતી જતી હતી. પણ ત્યાર પછી તે ઓછી થતી ગઇ.

| | | |
|---|---|---|
| ૧૯૧૧–૧૨–૯૨૩૮૩૨૦૦ પાઉંડ. | છુટક સામાન | ૨,૮૫,૯૨૦૦૦ |
| ૧૯૧૨–૧૩–૧૦,૭૩,૩૨,૪૯૦ ,, | ,, | ૩,૫ ૫,૩૬,૦૦૦ |
| ૧૯૧૩–૧૪–૧૨,૨૧,૬૫,૨૦૩ ,, | ,, | ૩,૮ ૭,૫૮,૦૦૦ |
| ૧૯૧૪–૧૫–૯,૧૯,૫૨,૬૦૦ ,, | ,, | ૨,૮૬,૪૩,૦૦૦ |
| ૧૯૧૫–૧૬–૮,૭૫,૬૦,૧૬૯ ,, | ,, | ૨,૫૧,૭૫,૦૦૦ |

પહેલાંના પાંચ વરસમાં પણ આયાતનો વધારો જોવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧૯૦૬–૭ | રૂ. | ૧,૩૫ ૫૦,૮૫,૬૭૬ |
| ૧૯૦૭–૮ | રૂ. | ૧,૬૨,૭૧,૬૫,૨૩૪ |
| ૧૯૦૮–૯ | રૂ. | ૧,૪૩,૮૯,૭૫,૭૯૬ |
| ૧૯૦૯–૧૦ | રૂ. | ૧,૫૪,૪૮,૩૬,૨૧૪ |
| ૧૯૧૦–૧૧ | રૂ. | ૧,૬૯,૦૫,૭૨,૭૨૯ |

આયાત કરતાં નિકાશ ઘણી વધારે હતી અને લડાઇને લીધે તેનાં નાણાં મેળવવામાં ઘણી મુશીબત પડી. આપેલા નાણાંની રકમ:

| | | |
|---|---|---|
| ૧૯૧૧–૧૨ | પાઉંડ | ૧૪,૭૮,૭૯,૦૬૦ |
| ૧૯૧૨–૧૩ | ,, | ૧૬,૦૮,૯૯,૨૮૯ |
| ૧૯૧૩–૧૪ | ,, | ૧૬,૨૮,૦૭,૯૦૦ |
| ૧૯૧૫–૧૬ | ,, | ૧૨,૮૩,૫૬,૬૧૯ |

જાપાનીઝ વેપાર ઘણો જલદી વધતો જતો હિન્દના વેપારીઓ જુએ છે, અને તેઓ જાણે છે કે જાપાનીઝ રાજ્ય તરફથી તેનું રક્ષણ અને પોષણ કરવામાં આવે છે. તેમને પોતાના દેશમાં તેની સાથે હરિફાઇ કરવી

પડે છે. તે લોકો સ્વરાજ્ય માગે તેમાં કાંઇ નવાઈ છે? તેઓ જુએ છે કે જાપાનીઝ સામાન તેમની ચીજો કરતાં ઓછી કીંમતે વેચાય છે અને તેમના બજારમાં તેની પુષ્કળ ભરતી થાય છે. આ પરદેશી સામાન ઉપર કર નાંખીને પોતાની પેદાશનું રક્ષણ કરવા માટે સ્વરાજ્યની માગણી કરે તો શું તેમાં કાંઇ નવાઇ છે?

યુરોપીઅન એસોસિએશન કે જે કેવળ હિન્દના હિતની રાજ્યનીતિ માટે હમેશ બેદરકાર રહે છે તેણે ઉશ્કેરાઈ જઇને બતાવી આપ્યું છે કે તેમના (હિન્દીઓના) વેપારના હરીફો સત્તાની અદલા-બદલીથી ડરે છે કારણ કે તેઓએ અત્યાર સુધી જે અયોગ્ય હક અને લાભ ભોગવ્યા છે તે ખોવાની તેમને બ્હીક લાગે છે. સમાન ધોરણ પર કોઇ તેમની સામે થાય તે જોવાની તેમને ટેવ નથી અને તેથી નિરાશા ઉત્પન્ન થાય છે. તેમને હક જોઈએ છે, ન્યાય અને સમાન ક્ષેત્ર નથી જોઇતું. તેમનો ઘણો ભય અને ગુસ્સો, ઇંગ્રેજી હિતના રક્ષણ માટે ઇંગ્રેજી સત્તાની જે જરૂરિયાત સર હ્યુ બ્રેને જણાઇ હતી તે સર્વેનું કારણ એ હતું કે, વેપારમાં પ્રમાણિક હરિફાઇ કરતાં વડી સરકારના બજેટનું તેમને બહુ ડર છે.

હિન્દના વેપારીઓને હવે લાગે છે કે હાલની લઢાઈ પછી જો તેમને પોતાના દેશમાં સત્તા નહિં મળે તો વેપારની હરિફાઈમાં તેઓ ઘણા પાછળ પડી જશે. યુરોપીઅન ચૅમ્બર ઑફ કૉમર્સ અને ટ્રેડ એસોસિ-એશનોએ યોજેલા વેપાર અને ઉદ્યોગને પરિણામે હિન્દના વેપારી અને કારીગરોનો નાશ થવાનો સંભવ છે. જ્યારે વ્યવસ્થા નહોતી ત્યારે સરકાર અને અંગ્રેજી બેન્કો તરફથી જે પક્ષપાત થતો તેને લીધે બહુ મુશીબત પડી હતી. પરંતુ જ્યારે પરદેશી લોકોને હાથે સર્વે વ્યવસ્થા થાય અને તેમનોજ અમલ ચાલે તો બેશક નાશજ થવાનો. જે. ડબલ્યુ. રૂટે વ્યાજબી કહ્યું છે કે હાલની સ્થિતિમાં "ગ્રેટ બ્રિટનને હિન્દુસ્થાનના પરદેશના વેપારનો અને આંતરિક ઉદ્યોગનો કબજો આપવામાં આવે તો માફ ન કરી શકાય એવ ભુલ ગણાય... ...જો હિન્દુસ્થાનની નાણાસંબંધી વ્યવસ્થા ઘણે ભાગે બ્રીટીશ અધીકારી-ઓને સોપવામાં આવે તો તેમની દ્રષ્ટી બ્રિટીશ હિતસાચવવા તરફ જાય

તેમાં કાંઈ નવાઈ છે ? નાણુાંસંબંધી અથવા ઉદ્યોગ સંબંધી કાંઈ પણુ ધારા બાંધવામાં હિન્દનો અત્યંત દ્વેશ હંમેશ જણાઈ આવે છે. ”

હિન્દના વેપારીઓ આ ભય બરોબર સમજે છે. અને તે દુર કરવા માટેજ તેઓ સ્વરાજ્ય માગે છે.

વેપારીઓને એ પણુ ખ્યાલ છે કે રાજ્યની સ્વતંત્રતાની સાથેજ નાંણુાસંબન્ધી વ્યવસ્થાની સ્વતંત્રતા મળી શકે. જેઓ ન્યાયથી અજાણુ છે તેઓજ નાંણુાની સ્વતંત્રતા માગે છે, અને સ્વરાજ્યની ઇચ્છા નથી કરતા. હિન્દી અધિકારી બજેટ ઘડી કહાડે તો કેળવણી આરોગ્ય, પાણીની નહેરો વિગેરે માં વધારે ખર્ચ કરે—કે જે ખર્ચથી નાગરીકોનું આ-રોગ્ય, અને બળ, તથા જમીનની ઉપજ વધે. રેલ્વે બાંધવી હોય. તો આવકમાંથી નહીં પણુ અમુક ઉદ્દેશથી લોન ઉઘરાવીને બાંધે. પગારમાં ઘટાડો કરીને, તેમજ બીજી કરકસર કરીને રાજ્ય વહીવટનો ખર્ચ ઓછી કરી નાંખે. દશ વર્ષમાં તેમાં રૂ. ૧૫ કરોડનો વધારો થયો છે.

વસુલાત ખાતામાં જમીનનું મહેસુલ ઓછું કરવામાં આવે, જેથી ખેડુત વર્ગ પોતાની મજુરીથી સારી રીતે રહી શકે. શણુ, ગળી વગેરે હિન્દમાજ નીપજતી વસ્તુઓની નીકાસ ઉપર ભારે કર મુકવામાં આવે. હિન્દુસ્થાનની જરૂરીઆત પ્રમાણે આયાત વેરો નાંખવામાં આવે. અને જે પેદાશનું બીજા દેશમાં રક્ષણુ કરવામાં આવતું હોય તેના ઉપર ભારે જકાત નાખવામાં આવે. બહારથી આણેલા દારૂ ઉપર ઘણીજ ભારે જકાત રાખવામાં આવે; ૧૯૧૦–૧૧ માં રૂ. ૧,૮૯,૮૧,૫૫૫ ની દારૂ લાવવામાં આવ્યો હતો. ૩ કરોડથી વધારેની કીંમતનો લાવવામાં આવતો સામાન સુખભોગને માટે હોઇ તેના ઉપર પણુ ભારે જકાત મૂકવામાં આવે. પાંચ વર્ષમાં ખાંડમાં ૧૦ કરોડથી વધીને ૧૪ કરોડનો ખર્ચ થયો, તે અંહીં બનાવાય તેટલા માટે તેના ઉપર ભારે કર નાંખવો જોઇએ. સુતરાઉ માલ ૩૭ કરોડથી વધીને ૪૧ કરોડનો આવે છે, અને હિન્દુસ્થાને પોતાનો માલ પોતેજ પુરો પાડવો જોઇએ, રેશમી કાપડ પણુ ૧¾ કરોડથી વધીને ૨¾ કરોડનું આવ્યું છે. લશ્કરી ખર્ચમાં અત્યારે ઘટાડો કરી ન શકાય. પણુ આગળ જતાં ટેરીટોરીઅલ લશ્કર ઉભું કરવામાં આવે અને ધીમે ધીમે મોટી સંખ્યામાં

'રીઝર્વસ' પણ તૈયાર થાય. દક્ષિણ આફ્રિકાની માફક થોડો વખત ઇંગ્રેજી લશ્કર રહે પણ ટુંક વખતની નોકરીની પદ્ધતિ કહાડી નાંખવામાં આવે અને લશ્કર તૈયાર કરવાના ખર્ચમાં ઘટાડો કરવામાં આવે. હિંદુસ્થાનની આર્થિક સ્થિતિનું આ પ્રમાણે ઉપર ઉપરથી અવલોકન કર્યાથી હિન્દના વેપારીઓમાં કેવી રીતે જાગૃતિ આવી છે, અને તેઓ સ્વરાજ્યના ક્ષેત્રમાં કેમ દાખલ થયાં છે તે સાફ જણાઇ આવે છે.

## સ્ત્રીઓની જાગૃતિ.

પ્રાચીન આર્ય દેશમાં સ્ત્રીઓની સ્થિતિ ઘણી ઉંચી હતી. ઘણે ભાગે સ્ત્રીઓ લગ્ન કરતી અને મનુ ભગવાને કહ્યું છે તેમ ગૃહને દીપાવતી. કેટલીક સન્યાસી જીવન ગાળતી, અને બ્રહ્મચારિણી રહેતી અને બ્રહ્મજ્ઞાન મેળવતી. નળરાજા જુગટું રમીને પ્રજાને હેરાન કરતા ત્યારે રાજ્ય અધિકારીઓ રાણી દમ્યંતીની સલાહ લેવા આવતા; રાજાઓ અને યોદ્ધાઓની સભામાં ગાન્ધારી પોતાના આગ્રહી પુત્રોને ઠપકો આપતી. આગળ ઉપર ચિતોડની પદમાવતી, મારવાડની મીરાંબાઈ, થોડાની કવી તારાબાઈ, અહમદનગરનું રક્ષણ કરનાર ચાંદબીબી, ઇન્દોરની અહલ્યાબાઈ—આ સર્વે અને બીજી અગણીત સ્ત્રીઓની જીવનકથા જાણીતી છે.

માત્ર બસે વર્ષ થયાં સ્ત્રીઓની અવદશા થવા માંડી. પુરૂષોની સાથે રહીને જે વ્યવહાર કરતી તે સ્થિતિ બદલાઈ ગઈ અને પુરૂષ વર્ગને એકલે હાથે બહારનું કામ કરવાની જરૂર પડી. હજી પણ પોતાના પતિ ઉપર અને પુત્ર ઉપર તેમની અસર ઘણી છે. પણ જ્ઞાનના અભાવથી તે પાછળ રહે છે. તેમનું બુદ્ધિબળ કાંઈ ઓછું થયું નથી પણ પુરૂષોની ઈંગ્રેજી કેળવણી, અને સંસ્કૃત અને માતૃભાષા તરફની બેદરકારીને લીધે તેમની અને પુરુષની સંસ્કૃતિ વચ્ચે મોટો તફાવત પડી ગયો છે, અને તેથી પુરૂષના વિશાળ જીવનમાં અસલના સમયની માફક સ્ત્રીઓથી ભાગ લઈ શકાતો નથી. પુરૂષનું કર્તવ્યક્ષેત્ર ઘણું વિશાળ થયું છે. અને સ્ત્રીઓનું ઘણુંજ સંકુચીત થઈ ગયું છે. પુરૂષની વ્યવહારિક બુદ્ધિને લીધે સ્ત્રીની ધર્મશ્રદ્ધા સંકુચિત થઈ છે અને ધર્મશિક્ષણ પતીપાસે લેવાને બદલે પુરોહિત પાસે લેવું પડે છે તેથી માત્ર ભક્તિમાર્ગ શીખવાય

છે, જ્ઞાનનો ટેકો મળતો નથી અને તેથી સમજ્યા વગર માત્ર વહેમ અને બાહ્યાચાર પોષાય છે.

ઈંગ્રેજી કેળવણીથી બાળકો જડવાદી થઈ જાય છે એ દહેશતમાંથી તેમને બચાવવા જોઇએ એવી માતાઓને લાગણી થઈ આવવાથી કેળવણીમાં હિન્દુધર્મનું શિક્ષણ દાખલ થવું જોઇએ એમ તેમને લાગવા માંડયું. આ જમાનામાં તેમણે આ વિષયમાં ઘણીજ ચાનક દેખાડી.

ત્યારપછી હિન્દુસ્થાનની બહાર હિન્દવાસીઓને જે દુઃખ ખમવાં પડયાં તેને લીધે પણ હિન્દી સ્ત્રીઓની દયાની લાગણી ઉશ્કેરાઈ અને દક્ષિણ આફ્રિકામાં સ્ત્રીઓનું શીયળ ન સચવાતાં પવિત્ર લગ્નની ગાંઠપર હુમલો થતો જોઇને તેમનાં દુઃખ દૂર કરવાને તેમણે પુકાર કરવા માંડ્યો.

બંગાળી સ્ત્રીઓએ બંગાળના ભાગલા વખતે સખત પુકાર ઉઠાવ્યો હતો, એક અંતીમ વિચારના વર્તમાનપત્રના માલિકને રાજદ્રોહ માટે શિક્ષાકરવામાં આવી હતી ત્યારે ૫૦૦ બંગાલી સ્ત્રિઓ તેની માતાપાસે તેને મુબારકબાદી આપવા માટ ગઈ હતી તેને સાંત્વન આપવા માટે નહિં. બંગાળની શિક્ષિત સ્ત્રીઓની આ પ્રકારની લાગણી હતી.

ગીરમીટીઆ મજુરીમાં સ્ત્રીઓના શીયળનો ભંગ થતો હતો તે જોઇને સ્ત્રીઓમાં ઘણોજ ખળભળાટ થયો એને સ્ત્રીઓ તરફથી વાઇસરોયની આગળ અરજી રજુ થઇ હતી. એ અરજી લઇ જનાર પણ સ્ત્રીઓજ હતી.

સ્ત્રીઓની જાગૃતિનાં આ બધા બહારનાં કારણો છે. પરંતુ ભારતમાતાની પુત્રીઓનાં હૃદયમાં માતાનો ધ્વનિ સંભળાયો અને તેની ઉન્નત્તિ માટે જાગૃત થવાની આજ્ઞા થઇ. હિન્દની સ્ત્રીઓની પરિપૂર્ણતાના આદર્શવાળા પ્રાચીન સાહિત્યની સંસ્કૃતિમાં ઉછરેલી સ્ત્રીજાતિ હિન્દની સ્વતંત્રતાની વિશાળ ચળવળ વખતે ઉદાસીન રહી શકે નહિં. છેલ્લાં થોડાં વર્ષમાં તેમનાં અંતઃકરણમાં ગુપ્ત રીતે બળતો ભારતમાતાના પ્રેમનો અગ્નિ, તેમના અતિ પ્રિય ધર્મની ઘટતી જતી અસરને લીધે પ્રદીપ્ત થએલો ક્રોધાગ્નિ, પોતાના દેશમાં પરદેશી લોકો રાજ્ય કરે તે માટે સ્વાભાવિક વિરોધની લાગણી, આ સર્વ કારણોને પરિણામે તેમનામાં અદભુત જાગૃતિ આવી છે. સ્વરાજ્યની હીલચાલમાં સંખ્યાબન્ધ સ્ત્રીઓએ ભાગ લીધો છે તેથી તેના

બળમાં દશગણો વધારો થયો છે. આપણી આ લીગમાં આગળ પડતો ભાગ લેનાર સ્ત્રીઓ છે. અને મદ્રાસની સ્ત્રીઓ ગર્વપુર્વક કહે છે કે જ્યારે પુરૂષોને શહરમાંથી કૂચ કરવાની મનાઇ કરવામાં આવી હતી. ત્યારે સંખ્યાબન્ધ સ્ત્રીઓનું સરઘસ કાઢવામાં આવ્યું હતું, અને મંદીરોમાં તેમણે પ્રાર્થના કરી હતી તેને પરિણામે કેદ થએલા ગુન્હેગારોને છૂટા કરવામાં આવ્યા હતા. દક્ષિણમાં મોટાં મંદીરોમાં, યાત્રાનાં ધામો વગેરે સ્થળોમાં પ્રાર્થના કરવામા આવી તેને લીધે સ્વરાજ્ય અને ધર્માચાર એક સાથે ગુંથાઇ ગયા છે. શહેરોમાંથી તેની અસર ગામડાંઓનાં મન્દીરોમાં થઇ છે અને સાધુ સન્યાસીઓએ આખા દેશમાં તેનો ઉપદેશ કરવા માંડયો છે. તેથી સ્ત્રીઓ અને ધર્મનિષ્ઠ જનસમૂહના મનમાં તો ધર્મ અને સ્વરાજ્યની ભાવના એક તાર થઇ ગઇ છે. આ દેશમાં ઉંચા વર્ગની સ્ત્રીઓ અને ગામડાંના સ્ત્રીપુરૂષોના મન જીતી લેવાનો એજ માર્ગ છે. અને તેથીજ મ્હેં પ્રથમ કહ્યું હતું કે 'હોમરૂલ' એ શબ્દો મંત્ર જેવા થઇ ગયા છે.

## (ફ) જનસમૂહની જાગૃતિ.

સાધુ અને સન્યાસીના શિક્ષણને તેમજ પ્રાર્થનાની પદ્ધતિને પરિણામે તેમજ શિક્ષિતવર્ગની અસર ઘણો લાંબો વખત થયાં જનસમૂહમાં થતી ગઈ તેને લીધે તેનાં મૂળ ગામડાંઓમાં પણ ઊંડાં પેઠેલાં છે. યાદ રાખવું જોઇએ કે સાધારણ પ્રજાવર્ગને અંગ્રેજી આવડતું નથી તો પણ અસલની દંતકથાઓ અને વંશપરંપરાથી ઉતરી આવેલી સંસ્કૃતીને લીધે તેમનું બુદ્ધિબળ કંઇ ઓછું નથી. તેઓ ધર્મનિષ્ઠ છે. કર્મ અને પુનર્જન્મના મોટા નિયમો સમજે છે. તેઓ ઉદ્યમી અને ચાલાક છે. સરકાર કોણ છે તેની તેઓ દરકાર કરતા નથી પણ વેરો એકઠો કરનાર અને અને જમીનની પેદાશમાં માથું મારનાર સરકારી અધિકારીઓ સાથે તેને કામ છે. પહેલાનાં વખત હજી તેને બરોબર યાદ છે. તે વખતે ગામડાનો વહિવટ ગ્રામ્ય પંચાયતને હાથે થતો, અને પ્રજા સમૃદ્ધિવાન અને સંતોષિ હતી. માત્ર જ્યારે રાજાનો અધિકારી કર ઉઘરાવવા આવે અથવા સિપાઇઓ ગામડામાં હેરાન કરે ત્યારેજ તેમને દેહસત લાગતી. દુકાળ અથવા રેલ જેવાં આ અનિવાર્ય સંકટો હતાં. અને જો કંઇ પરદેશી હુમલો થતો તો તે ઓને લાગતું કે રાજાની સાથેજ તેમને દુઃખ

ખમવું પડતું. જ્યારે હાલમાં લોખંડનાં સાંચા કામમાં તેઓને રેહેશી નાખવામાં આવે છે.

સ્વરાજ્યની ચળવળને લીધે ગામડાની પ્રજામાં અસર થઇ છે. કેમ કે ખેતીની હાલની સ્થિતિને લીધે તેમના ઉપર ઘણો જુલમ થાય છે. એ વિષે હું આગળ ઉપર કહિશ. પેદાશમાંથી રાજાનો હિસ્સો દાણામાં આપવાને બદલે રોકડ નાણામાં આપવો પડે છે. તેને લીધે તેને ભારે અગવડ પડે છે. વારેવારે મહેસુલમાં વધારો ઘટાડો થાય છે. તેથી તેને શાહુકાર પાસે પૈસા લેવા પડે છે. ગ્રામ્ય પચાંયતની તેઓ માગણી કરે છે. ગામડાનો વહિવટ તેઓ પોતેજ માંહોમાંહે કરે એવું તેઓ ઇચ્છે છે. અને નાના અધિકારીઓ જુલમ ગુજારે છે તે દુર કરવા માગે છે.

જનસમુહમાં જે જાગૃતિ આવી છે તેના કારણોમાં સહકારની હીલચાલની અસર ભુલી જવી ન જોઇએ. તેમજ કેળવાએલા પુરૂષો આરોગ્ય અને બીજા વિષયો માટે ભાષણો આપવાને માટે ગામડાંની મુલાકાત લે છે તે વાત પણ ભુલી જવીન જોઈએ. કવોટરલી રીવ્યુમાં મેસર્સ મોરલેન્ડ અને યુઈંગ લખે છે કે "પાછલા દશકામાં સહકારની હિલચાલને લીધે ગામડાંની લોકની સ્થિતિમાં અને બીજી વ્યવસ્થામાં જે સુધારો થયો છે તે ઘણો નોંધ લેવા જેવો છે. અને ભવિષ્યમાં ખેતીના સુધારકો તે ઉપરથી વિશ્વાસ અને દ્રઢતાથી કામ કરી શકશે."

દેશના ઘણા ભાગોમાં જ્યાં માતૃભાષામાં પરિષદોનું કામ ચલાવવામાં આવે છે ત્યાં પ્રજાવર્ગ મોટી સંખ્યામાં હાજરી આપે છે અને પ્રાંતિક બાબતોની વ્યવહારૂ ચર્ચામાં ભાગ લે છે. રાષ્ટ્રીય હિલચાલમાં તેમને આશા જણાવા લાગી છે. અને તેમને લાગવા માંડયું છે કે તેમનો પણ ઉદયનો દિવસ પાસે આવ્યો છે.

અત્યજ વર્ગને પણ આશાના કીરણ દેખાવા માંડયા છે. તેઓ એ તેમના ડોકાં ઉંચકવા માંડયા છે, અને માતૃભૂમિમાં પોતાના સ્થાનની વધારે ને વધારે ચોકસ માંગણી કરે છે. તેમણે પોતે ઉભી કરેલી અથવા ઉંચ વર્ણોએ ઉભી કરેલી હિલચાલોને લીધે તેમનામાં સ્વમાનની લાગણી ઉત્પન્ન થઇ છે. બ્રાહ્મણોએ અત્યાર સુધી પોતાની ફરજ બજાવી નથી તેનું તેમને ભાન થવા માંડયું છે, અને તેથી તેમને મદદ કરવા માંડી છે.

ભવિષ્યમાં તેમની સ્થિતિ દિનપરદિન સુધરતી જશે, એવાં ચિહ્ન માલમ પડે છે.

કર્મના ન્યાયથી ઉંચા વર્ગને માલુમ પડયું છે કે અધિકારી અને બીન અધિકારી યુરોપીયન લોકોએ આ વર્ગ ને સ્વરાજ્યની વિરૂદ્ધ દોરવા માટે પ્રયત્ન કરવા માંડયા છે. તેઓ તરફ જે તિરસ્કાર દેખાડવામાં આવતા હતો તેનો ઉપયોગ અંગ્રેજ લોક કરે છે અને જો બ્રાહ્મણ લોકોના હાથમાં ફરી અધિકાર આવે તો એની એજ સ્થિતિ પાછી થાય એમ ધાસ્તી બતાવે છે. વીસ વર્ષ ઉપર હિન્દુ સમાજને મ્હે આ અંત્યજ કોમપર થતા જુલમની અસરનો ખ્યાલ આપ્યો હતો. તેમજ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ ને જો એ લોક ગ્રહણ કરે તો તેથી કેટલી માઠી અસર થાય તે જણાવ્યું હતું. ત્યાર પછી તેમને માટે ઘણું કરવામાં આવ્યું છે. પણ તે મહાસાગરના પાણીમાં એક બીંદુ બરોબર છે. તેઓ સારી રીતે સમજે છે કે માત્ર ઉંચી જ નહીં પણ દરેકે દરેક વર્ણ સરખી રીતે દોષીત છે. પરંતુ તેથી કાંઇ સન્તોષ થાય નહિ. તેમનામાંથી ઘણો ભાગ ભુતકાળ વિસરી જવા માગે છે, અને ભવિષ્યમાં પોતાના સ્વદેશી બન્ધુઓ સાથે કામ કરવાને તૈયાર છે એ આનંદની વાત છે. માતૃભૂમિને ચાહનાર દરેકે દરેક વ્યકતીની ફરજ છે કે આ પછાત રહેલી પ્રજાને એકત્ર કરવી.

કોંગ્રેસ લીગની યોજના માટે એક મોટી અરજી ઘડી કાઢવાનો મી. ગાંધીનો વિચાર ઉત્તમ છે. અને તેને માટે પુરેપુરી સમજુતી આપીને સંખ્યાબન્ધ સહીઓ લેવાની રીતથી રાજકીય હિલચાલનો પ્રચાર ઘણો બહોળો થઇ શકે છે. લોકો વાંચી શકે એવા સરળ સાહિત્યને લીધે અને સ્વરાજ્યની સમજુતી માતૃભાષાદ્વારા અપાવાને લીધે મદ્રાસ ઇલાકામાં સારી અસર થઇ હતી. ગામડાએ છેલ્લા બાર મહિનાની અન્દર ઘણું સારૂં કામ થવાને લીધે એક મહિનાની અન્દર લગભગ દશ લાખ સહીઓ લેવાઇ શકી છે. એ સહીઓ બેવડી લેવામાં આવી છે તેથી સ્વરાજ્યની ચળવળમાં કેટલા બધા લોકો ભાગ લે છે, તેનો અડસટ્ટો કરી શકાય છે. અને ભવિષ્યમાં મળવાની સ્વતંત્રતા માટે તૈયારી કરવામાં લોકો વધારે ને વધારે જોડાય છે તે માલુમ પડી આવે છે.

# હિંદુસ્થાન શા માટે સ્વરાજ્ય માગે છે?

હિન્દુસ્થાન બે કારણોં માટે સ્વરાજ્ય માગે છે. એક મહત્વનું છે. અને બીજુ જરા ઓછું મહત્વનું પણ વધારે વજનદાર છે. પ્રથમ તો સ્વતંત્રતા તે દરેક પ્રજાનો જન્મનો હક છે. બીજું હિન્દુસ્થાનની અનુમતી વગેરે હિન્દુસ્થાનનો પૈસો બ્રિટીશ રાજ્યના હિતને માટે વાપરવામાં આવે છે. અને તેની પોતાની ભારે જરૂરીઆતો માટે વાપરવામાં આવતો નથી. પ્રાથમીક કેળવણી માટે પૈસો ખરચવામાં આવે છે, તેના કરતાં સામ્રાજ્યના રક્ષણના લશ્કર માટે ખરચ વધારે કરવામાં આવે છે.

## ૧. મહત્વનું કારણ.

### (अ) પ્રજા એટલે શું?

પ્રજાનું સ્વમાન અને આબરૂ સાચવવા માટે સ્વરાજ્યની જરૂર છે. પરરાજ્યને લીધે પ્રજા બાયલી બની જાય છે. તેનું ચારિત્ર હલકું થઈ જાય છે, અને તેની શકિત ઘટી જાય છે. બીજુ કોંગ્રેસ વખતે રાજા રામપાળ સીંગે જણાવ્યું હતું કે બ્રિટીશ રાજ્ય થી થયેલા લાભ કરતાં હથિઆરનાકાયદાને લીધે ઘણું નુકશાન થયું હતું કારણ કે તેથી હિન્દનું પુરષત્વ ઘટી ગયું. તેમણે જણાવ્યું હતું કે “ આપણો સ્વભાવ હલકો થઇ જાય, આપણું લશ્કરી બળ નાશ થઈ જાય, સિપાઇઓ અને યોદ્ધઓની પ્રજાને ગાડરીઆ પ્રવાહની માફક કાયર કારકુનો બનાવે તેને માટે આપણે તેનો ઉપકાર માની શકીએ નહી.” એક માણુસ હથિઆર ન વાપરે તેને લીધે આમકાંઈ થાય નહિ—ઈંગ્લન્ડમાં ઘણા થોડા લોકો હથિઆર હરહંમેશ વાપરે છે— પણ હથિઆર વાપરવાનો હક છીનવી લેવાને લીધે આવું પરિણામ આવે. સ્વતંત્રતા વગર પ્રજા કે એક વ્યકતી પોતાની શક્તિનો સપુંર્ણ વિકાસ કરી શકે નહી. અને હિન્દુસ્થાન સિવાય દરેક જગ્યાએ આ સિદ્ધાંત કબુલ થયલો છે. મેઝીનીએ સત્ય કહ્યું છે કે:

“ ઇશ્વરે દરેક પ્રજાના પારણા ઉપર પોતાનો વિચાર લખેલો છે. એજ તેનું ખાસ કર્તવ્ય છે. તે રદ કરી શકાય નહિ. તેને સ્વતંત્ર રીતે ખીલવવું જોઇએ.

કારણ કે પ્રજા એટલે શું? દૈવી અગ્નિનો એ એક અંશ છે–પરમાત્માનો જગતમાં પ્રસરેલો અંશ છે અને તેની આસપાસ વ્યક્તિઓનો સમુદાય–પુરૂષ, સ્ત્રી, અને બાળકો––એકત્ર કરે છે. તેના ગુણ, તેની શક્તિ ટુંકાણમાં તેના એકંદર સ્વરૂપનો આધાર તેમાં રહેલા દિવ્ય જીવનના અંશ ઉપર છે; તે દિવ્ય અંશ તેને ઉત્પન્ન કરે છે તેને ઘડે છે, તેને એક કરે છે. ઐક્યની લાગણી તેજ પ્રજાત્વનું જાદુ છે. અને પ્રજાત્વનો જે પ્રકાર બંધ બેસતો હોય તેજ પ્રકારથી પૃથ્વિની સેવા કરવી, તે પ્રજાત્વનો ઉપયોગ છે. આનેજ મૈઝીનીયે "તેનું વિશિષ્ટ ધર્મકાર્ય"–તેના ઉત્પન્ન સમયે પરમાત્માયે તેને સોપેલું કાર્ય–કહ્યું છે. આ પ્રમાણે હિન્દની ફરજ ધર્મપ્રસારની, પાર્શિયા (ઇરાન) ની વિશુદ્ધિ પ્રસારની, મિસર-ની વિજ્ઞાનપ્રસારની, ગ્રીસની સૌંદર્યપ્રસારની અને રોમની ન્યાયશાસ્ત્રનો પ્રસાર કરવાની હતી. પરંતુ મનુષ્યજાતિ તરફનું પોતાનું કર્તવ્ય બરોબર બજાવવા માટે તેનો વિકાસ તેના પોતાનાજ ધોરણ ઉપર થવો જોઇએ, અને વિકાસક્રમ તેણે પોતેજ ઘડવો જોઇએ. કોઈ એક પ્રજાએ આત્મત્વ, પોતાપણું, ખોવું જોઇએ નહી. કોઇ પણ પ્રજાનું પૃથ્વિ પ્રત્યેનું ધર્મકાર્ય પુરૂં થયા પહેલાં તેને જો ચુંથી નાખવામાં આવે છે, અથવા તો તેને દબાવી દેવામાં આવે છે, તો સમસ્ત દુનિયાને નુકશાન થાય છે.

## (ब) સ્વરાજ્ય માટે માગણી.

આ કારણોને લીધેજ, કોઇ પણ પ્રજાની સ્વાતંત્ર્ય માટેની માંગણી સ્વરાજ્ય મેળવવાની માગણી, તે વધારે સુખ ભોગવવા માટેની, વધારે હક મેળવવાની, માત્ર સ્વાર્થી માંગણી નથી. જો તેમ હોય તો પણ તેમાં કોઈ ખોટું નથી, કારણ કે સુખ એટલે જીવનની સંપૂર્ણતા, અને આવી સંપૂર્ણતા ભોગવવી તે એક વ્યાજબી અધિકાર છે. પરંતુ સ્વરાજ્યની માંગણી તો પ્રજાનો જનસેવાને અર્થે તેની પોતાનીજ સંસ્કૃતિના ધોરણો ઉપર વિકાસ કરવાની માંગણી છે. તે ગૂઢ ધાર્મીકતાથી પ્રેરાયલી માંગણી છે, તેનામાં જે ઉત્તમોત્તમ છે તે દુનિઆને સમર્પણ કરવાની જીજ્ઞાસાની તે સંજ્ઞા છે. માટેજ સ્વાતંત્ર્યની આ માંગણી ભયથી ઓછી થશે નહી, ધમકી થી દબસે નહી, કે બીજાં મોટાં અનંદોની બક્ષિસોથી મોહ પામશે નહી. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાંના કેટલાએક બંધબેસ્તા શબ્દોમાં તે પૂર્ણ

લાગણીથી પોકારે છે કે: " જો કોઈ પ્રજા સમસ્ત પૃથ્વી મેળવે અને પોતાનો આત્મા ખૂવેતો તેથી લાભ શો ? પોતાના આત્માના બદલામાં તે શું આપી શકશે ? " ગુલામગિરીમાં રહીને મોજમઝા ભોગવવા કરતા સપ્પ્રાઈ વેઠીને પણ સ્વાતંત્ર્ય સેવવું તે ઉત્તમ છે. હોમરૂલ–સ્વરાજ્યની ચળવળનો આ જુસ્સો છે, અને તેથી તે દબાવી શકાશે નહિ, તેનો નાશ કરી શકાશે નહિ, તે શાશ્વત છે, અને હમેશાં નવીન છે. તેમ લાયકાત પ્રમાણેના હક્ક બક્ષવાની ફાંફાં મારતી બક્ષિસો, અને તે પણ હાલના અધિકાર વર્ગ તરફની બક્ષિસોના બદલામાં આ હિલચાલ મૂકી દેવામાં પણ આવશે નહીં.

## ( क ) પ્રજાને દબાવી નાખવાની પધ્ધતિ.

લોકોની દરરોજની રહેણીકરણીનાં ધાડા પરિચયમાં આપણને માલુમ પડે છે કે દરેકનું સ્ત્રી, પુરૂષ, અને બાળકનું ચારિત્ર પરદેશી અધીકારને લીધે અધમ અને નબળું થતું જાય છે. અને ઉત્તમમાં ઉત્તમ હિન્દુઓને આને માટે બહું તિક્ષણ લાગણી થાય છે ? સનદી નોકરીમાં હિન્દવાસીઓને સ્થાન આપવાના વિષય સંબંધી બોલતાં ગોપાલ કૃષ્ણ ગોખલે એ કહ્યું હતું કે

" ચાલતી પદ્ધતિને લીધે હીંદી પ્રજા ધીમે ધીમે નબળી અને નાની થતી જાય છે. બધા દિવસ અમારે અધમતાના વાતાવરણમાં જીંદગી ગુજરવાની છે. અને અમારામાંના શ્રેષ્ઠ માણસોએ પણ રૂઢીની પ્રતિષ્ઠા ખાતર નીચા નમવું પડે છે. ઇટન અથવા હેરોમાં અભ્યાસ કરતાં દરેક વિધાર્થીને ગ્લેડસટન, નેલશન અથવા વેલીંગટન થવાની એક પ્રકારની ઊંચ અભિલાષા હોય છે અને જેને લીધે તે પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરી શકે છે. તે ભાવના અમારામાં ઉત્પન્નજ થઈ શકતી નથી. જે ઉંચામા ઉંચી પદવી પ્રાપ્ત કરવાની અમારામાં શકતી છે ત્યાં સુધી હાલ ચાલતી પદ્ધતીને લીધે કદીપણ પહોંચી શકાય નહિ. જે નૈતિક ઉંચ સ્થિતિ સ્વરાજ્ય ધરાવતી પ્રજા મેળવી શકે તેનો અમને કદીપણ અનુભવ થઇ શકે નહિ. રાજ્ય અને લશ્કરી કારોબાર ચલાવવાની બુદ્ધિનો સમુળગો ઉપયોગ ન થવાને લીધે તેનો સંદતર નાશ થઇ જશે. છેવટે અમાર નશીબમાં અમારા દેશને માટે માત્રમજુરી કરવાનું રહેશે. "

ઓનરેબલ મી. ભુપેન્દ્રનાથ બસુ પણ એજ ધોરણ ઉપર બોલ્યા છે.

"પરદેશી લોકોને હસ્તક રહેલા રાજ્ય વહીવટ અને તેમાં એ બધીજ સત્તા તેમના પોતાના હાથમાં રહેવાને લીધે, અને બધી જુમેદારી પોતાને શિર રાખવાને લીધે હિન્દુસ્થાનના આત્મા ઉપર એક ભારે બોજો આવીને પડયો હોય એવું થયું છે; અમારી બધી ઉત્પાદક શક્તિઓ દબાઇ ગઇ છે, અને તેના અભાવને લીધે અમારો તિરસ્કાર કરવામાં આવે છે, કાર્ય કરવાની રગેરગ સુષુપ્તિમાં પડી રહે છે અને તેને લીધે સ્વમાનની લાગણીનો સ્વાભાવિક રીતે નાશ થઇ જાય છે. "

આ સંબંધે કુપર્સ હિલના વિદ્યાર્થીઓને લૉર્ડ સૉલ્સબરીએ જે ચેતવણી આપી હતી તે મનન કરવા યોગ્ય છે.

" કોઇ પણ રાજ્યપદ્ધતિમાં અધમતાની ભાવના હોય અથવા રાજા પ્રજાના સંબન્ધમાં ઉંચાનીચા પણું હોય તો તે કદી પણ કાયમને માટે સહી સલામતી ભોગવી શકે નહિ. હિન્દના રાજ્યકારભાર માટે આ દેશ છોડી જનારાઓના મન ઉપર બીજી બધી વાતો કરતાં આજ વાત હુ ઠસાવવા માંગું છું કે તેઓ ચાહેતો, ઈગ્લન્ડ ને ભય રાખવા જેવા શત્રુઓ તો તેઓજ થઈ શકે. તેઓજ, ઇચ્છે તો, ઈગ્લાંડના ભવિષ્યના રાજ્યને સૌથી ઘાતક ફટકો મારી શકે. "

હિન્દીઓમાં સ્વમાનની લાગણી છેલ્લાં કેટલાંક વર્ષ થયાં વધતી જતી હોવાથી એ ધાસ્તી વિષે બોલવાની મેં હિંમત કરી છે. પરંતુ અમારા વિભાગમાં " ભય આવ્યો હોય ત્યારે સંતાઈ જવું " એવી રાજનીતિ પસંદ કરવામાં આવે છે.

બાળકની કેળવણીની શરૂઆતથીજ પ્રજાને ઠીંગણી બનાવવાના માર્ગ લેવાય છે. હિન્દી અને અંગ્રેજ શિક્ષકો વચ્ચે શાલાઓમાં ભેદ રાખવામાં આવે છે; કોલેજોમાં પણ એમજ કરવામાં આવે છે. ઉત્તમ પ્રતિના હિન્દી શિક્ષકોની ઉપર યુવાન અને હલકી પાયરીના પરદેશીને મુકવામાં આવતા વિદ્યાર્થીઓ જુવે છે. એક કૉલેજના પ્રીન્સીપાલ પણ પરદેશીજ હોવા જોઇએ; હિન્દના ઇતિહાસ કરતાં પરદેશના ઇતિહાસને વધુ અગત્યનો લેખવામાં આવે છે ઈગ્લંડના ગામડાંઓ વિષે નિબંધલખ્યો હોય તો તે આપણા હિન્દમાં અર્થશાસ્ત્ર શીખવવા માટે લાયકાત તરીકે ગણાય છે. આપણી શાલા અને કૉલેજનું

આખું વાતાવરણ એવું છે કે પરદેશી આપણા કરતાં ચઢીઆતા છે એમ જણાઈ આવે છે જો કે અધ્યાપકો પોતે તો બહાર તેવી રીતે વર્તતા નથી. જે કેળવણી આપવામાં આવે છે તે ઉપર આપણા કેળવણીખાતાનો અધિકાર છે અને તે પરદેશી આદર્શ ઉપરથી ઘડાયેલી છે. એટલે તે આપણા દેહનું હીત સાધવાને બદલે પરદેશનું હીત સાધે છે. સ્વદેશાભિમાની શહેરીઓ બને તેના કરતાં સરકારી નોકરો કેમ ઉત્પન્ન થાય એજ એ કેળવણીનો ઉદ્દેશ છે. ઉચ્ચભાવના, વીરતા, સ્વમાન, આદિ ગુણોના વિકાસને ઉત્તેજન મળતું નથી. ગરીબાઈ એ એક વિદ્યાર્થીઓનો કીમતી ગુણ છે એમ મનાવવામાં આવે છે. પોતાના દેશ માટે મગરૂરી, સ્વદેશભક્તિ અને ઉચ્ચ અભિલાશા, આ સર્વે ભયંકર વસ્તુઓ છે, એમ મનાવવામાં આવે છે. અને હિન્દી ભાવનાઓને બદલે અંગ્રેજી ભાવનાઓને શ્રેષ્ટ ગણાવવામાં આવે છે. પરદેશી રાજ્યમાં મહાન સુખ સમાયલું છે અને હિન્દીઓ તો પોતાનો કારભાર પોતાની મેળે ચલાવી શકેજ નહિ એવી છાપ પાડવામાં આવે છે. આવી દશાની અંદર કેળવાતા વિદ્યાર્થીઓ ગરજ મતલબી અને ખુશામતખોર થાય એમાં આશ્ચર્ય શું? આ વિદ્યાર્થીઓ પોતાની કાયદેસરની અભિલાષાઓને જ્યારે નીચે રગદોળાયલી જુએ છે ત્યારે તેઓ આખરે સ્વાર્થી બને છે અને પ્રજાના કલ્યાણને માટે થોડીજ ચિન્તા રાખે છે, તેમાં પણ શું નવાઈ! જે સમયમાં વિદ્યાર્થીઓ ઉપર સરસ છાપ પાડી શકાય તે સમયમાં તેઓ ઉતરતા છે— હલકા છે, એવી દઢ છાપ તેમના મગજ ઉપર બેસાડવામાં આવે છે, એટલે મી. એકસ્વીથે કહ્યું હતું તેમ, “પરદેશી ધુંસરીની અસહ્ય શકે અધોગતિ,” એનું તેમને ભાન રહેતું નથી.

## ૪. હિન્દના હકો.

સવાલ એ નથી કે રાજ્ય સારૂં છે કે નબળું; જર્મનીમાં જરમનીની કાર્યદક્ષતા અને ઈંગ્લંડમાં ઈંગ્લંડની કાર્યદક્ષતા સરવોપરી છે. જર્મનોને ખોરાક સારો મળે છે, તેઓ મોજ શોખ ભોગવે છે, વધુ આરામ મેળવી શકે છે, અંગ્રેજોના કરવાં થોડી ગરીબાઈ તેમને ત્યાં

છે, પરંતુ તેટલા ખાતર શું કોઈ પણ અંગ્રેજ એવું જોવા ઇચ્છે કે ઈંગ્લંડમાં સર્વ ઉંચા હોદ્દાઓ જર્મનોને મળે ? શા માટે નહીં ? પોતાનુ માન અને દરજ્જો જાળવી રાખનાર સ્વતંત્ર મનુષ્ય પરદેશી અમલ ગમે તેટલો સારો હોય તો પણ તે પસંદ કરે નહિ. વર્તમાન યુદ્ધની શરૂઆતમાં મી. એકસ્વીથે કહ્યું હતું કે એવી સ્થિતિ અગ્રાહ્ય, અસહ્ય છે ત્યારે હિન્દ માટે એ પ્રકા-રની રાજ્યનીતિ કેવીરીતે ગ્રાહ્ય ગણાય ? શા માટે પ્રત્યેક હિન્દીને તે " અસહ્ય " નથી લાગતી ? એમ નથી લાગતું તેનું કારણ એ છે કે અહી સાહેબ લોક આપણા કરતાં કુદરતી રીતે મઢીયાતા છે એમ માનવાની ટેવ આપણને બાલપણથી પડી ગઈ છે. અને બ્રીટિશ રાજ્યે મોટામાં મોટું નુકશાન હિન્દીઓને કર્યું હોય તો તે એ છે કે દરેક સ્વતંત્ર પ્રજાનો પોતાપણું પોતેજ જાળવી લેવું એવો જે વારસામાં મળેલો હક છે તે છીનવી લેવામાં આવે છે. હિન્દી પોશાક, હિન્દી ખોરાક, હિન્દી રીત રીવાજ અને આચાર વિચાર હલકાં ગણવામાં આવે છે; હિન્દની માતૃભાષા અને હિન્દના સાહિત્યથી માણસ કેળવાયલો થતો નથી, એમ મનાય છે. અંગ્રેજ અને હિન્દીઓ એમજ માની લે છે કે દરેક પ્રજાના કુદરતી હકો હિન્દીને માટે હોતા નથી; પોતાના દેશને માટે પોતાનીજ સરકાર જોઇએ એમ માગણી કરવાને બદલેતેઓ એવી માગણી કરે છેકે " દેશના રાજ્યકાર્યમાં તેમને વધુ ભાગ આપવો " અને સુધારાના કંઇક ટુકડાઓ તેમના તરફ ફેંકવામાં આવે તો તે માટે આભાર માનવો જોઇએ એવી તેમને માટે આશા રાખવામાં છે. બ્રિટન શું આપશે તે કહેવાનો તેનેજ હક છે. આ સર્વ તદન ખોટું છે, સમજમાં ના ઉતરી શકે એવું છે. પ્રભુનો પાડમાનો કે હિન્દની આંખો ખુલે છે. હિન્દની પ્રજા હવે જોઇ શકે છે કે તેઓ મનુષ્યો છે, પોતાના દેશની અંદર તેમને સ્વતં-ત્રતા હોવી એ મનુષ્ય હક છે, પોતાનો કારભાર પોતાની મેળે ચલાવવો એ માનવ હક છે. હિન્દ હવે ગુંઠણીએ પડીને ટુકડાઓની આશા રાખતું નથી, તે પોતાના હકને માટે પગભર થયું છે; હિન્દને મેં આ શીખવ્યું છે તેટલા માટે હિન્દમાં વસતા અંગ્રેજો મારે માટે ગેર સમજુત કરે છે અને મને રાજ્યદ્રોહી ગણે છે; મે આ શિખવ્યું છે એજ કારણસર મને આજે આ મહાન રાષ્ટ્રીય પરિષદનું પ્રમુખસ્થાન મળ્યુ છું.

આ કદાચને સખ્ત ભાષા હોય એમ લાગશે કારણ કે સરલ સત્ય પણ હિન્દમાં હમેશાં કહેવામાં આવતું નથી, પરંતુ ઇંગ્લંડમાં પોતાના દેશને માટે દરેક ઇંગ્રેજને આવી લાગણી હોય છે, અને હિન્દમાં પણ દરેક હિન્દીને પોતાના દેશને માટે તેવીજ લાગણી હોવી જોઇએ. એજ સ્વતંત્રતાને માટે મિત્ર રાજ્યો યુદ્ધમાં ઉતરેલાં છે. આનું જ નામ લોક શાસન, પ્રજા શાસન, આનુંજ નામ સમયનું ચૈતન્ય. અને જો હિન્દ પોતાને માટે પોતાના હકો માગશે, કે જે હકો હમણાં પણ તે માગી રહ્યું છે, તો તે હકોને માટે દરેક સાચા બ્રિટનને લાગણી થશે. જ્યારે આ હક હિંદને મળશે ત્યારે હિંદ અને બ્રિટન પરસ્પર સ્નેહ અને સેવાની સુવર્ણ શૃંખલાથી જોડાશે અને પરદેશી લોખંડની ધુંસરી છે તે દૂર થશે. આપણે અણવિશ્વાસ અને તિરસ્કારની લાગણી ભૂલી જઇશું અને સામાન્ય હેતુઓને માટે ભાઇઓની માફક જોડાજોડ રહીને કાર્યપરાયણ જીવન વ્યતીત કરીશું. અને આ ઐકયમાંથી એક મહાન સામ્રાજ્યનો ઉદય થશે જગતમાં અપૂર્વ એવું સામ્રાજ્ય ઉદ્ભવશે અને તે કાળે કરીને વિગ્રહનો અંત લાવશે.

## ૨. ગૌણ કારણો.

### (અ) કાર્યસાધકતાની કસોટી.

સ્વરાજ્યની હાલમાં જે માગણી થઇ રહી છે તેના ગૌણ કારણોનો આ શબ્દોમાં સમાવેશ કરી શકાય છે: “વર્તમાન રાજ્યપદ્ધતિ ઓછી ઉપયોગી બાબતો તથા જ્યાં ઈંગ્રેજોના લાભો મળવવાનો પ્રશ્ન હોય ત્યાં કાર્ય સાધક છે પણ પ્રજાનું સુખ અને આરોગ્ય જીવન જેમાં સમાયલું હોય એવી મોટી ઉપયોગી બાબતોના સંબન્ધમાં તે કાર્યદક્ષ નથી” બાહ્ય વસ્તુઓ જેવી કે દેશની અંદરની વ્યવસ્થા, તાર અને ટપાલખાતું, —રાજદ્વારી ચલવલ કરનારાઓનો સવાલ બાદ રાખો—રસ્તાઓ, રેલ્વે વગેરે તરફ જોતાં પરદેશી મુસાફરો જેઓ આ દેશને અર્ધ જંગલી માનતા હતા તેને બદલે આ બાહ્ય વસ્તુઓને જોઇ વર્તમાન રાજ્યપદ્ધતિની પ્રશંસા કરે છે. પરંતુ તેઓ જો પ્રજાનું જીવન જુએ, પચીસ રૂપીઆના માસિક પગારમાં કારકુનોનાં ટોળાંને પોતાનાં બાળકોને કેળવણી આપવાનો પ્રયાસ કરતા જુએ, હિંદનો મજુર વર્ગ દિવસમાં માત્ર એકવારનુંજ

ખાવાનું મેળવી શકે છે તે જુએ અને જે કંગાલ ઝુંપડાંઓમાં તેઓ પોતાનું જીવન વ્યતીત કરે છે તે જુએ ત્યારે તેમને વિચાર થશે અને જો કેળવાયલા માણસો તેમની સાથે છુટથી વાત કરશે તો તેમની કડવાશ ભરેલી લાગણી માટે તેમને આશ્ચર્ય થશે. ૧૯૧૧ ની સાલમાં આખી વસ્તુસ્થિતિ સાદી ભાષામાં ગોપાલ કૃષ્ણ ગોખલેએ નીચે પ્રમાણે મુકી છે:—

"આ દેશમાં બ્રિટીશ સરકારની ખાસ સ્થિતિની આવશ્યક સરત એ છે કે તે ઉત્તરોત્તર પ્રગતિકારક બને. હું ધારૂં છું કે દરેક વિચારવંત મનુષ્યો પછી તે ગમે તે કોમના હોય તેઓ આ કબુલ રાખશે. હવે સરકાર ઉન્નતિ-સાધક છે કે નહિ તેની ચાર કસોટીઓ હું રજાું કરીશ. પહેલી કસોટી હું લગાડીશ તે એ છે કે સામાન્ય પ્રજાની નૈતિક અને આર્થિક ઉન્નતિ માટે તે કયાં પગલાં ભરે છે. આધુનિક સમયની જુદી જુદી સરકારો જે સામગ્રી-ઓનો ઉપયોગ કરે છે તે ઉપયોગ આ દેશમાં બ્રિટીશ સરકારે પણ કરેલો છે. કારણ કે એ સામગ્રીઓથી જો કે લોકોને લાભ થયો છે છતાં તે સર-કારની પોતાની હયાતી માટે પણ આવશ્યક છે. એવી સામગ્રીઓમાં રેલ્વે બાંધવાનું કામ, પોસ્ટ અને તારખાતું વગેરે આવી જાય છે. લોકોની નૈતિક અને આર્થિક સુધારણા માટે હું એ પુછું છું કે સરકાર કેળવણી માટે શું કરે છે, જનસુખાકારી માટે સરકાર શું કરે છે, ખેતીની ખીલવણી અને તેવાંજ બીજા કાર્યો માટે સરકાર શું કરે છે? આ મારી પહેલી કસોટી છે. બીજી કસોટી હું એ લગાડીશ કે આપણી મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડોના વહીવટમાં આપણને મોટો હિસ્સો આપવાને સરકાર શાં પગલાં લે છે? મારી ત્રીજી કસોટી એ છે કે સરકાર પોતાની કાઉન્સિલોમાં કે જ્યાં આગળ કાયદાકાનુનો યાને રાજ્યનીતિ ઘડાય છે તેમાં આપણને સરકાર કેટલી સત્તા આપે છે? અને છેલ્લું આપણે વિચારવું જોઇએ કે હિન્દી સનદી નોકરીમાં આપણને કેટલે અંશે દાખલ કરે છે."

## (ब) રાજ્યનીતિમાં ફેરફારની આવશ્યકતા.

—અધિકારી વર્ગ.

ઉપરની કસોટીઓ સ્વ૦ ગોખલેએ મૂકી હતી. અને હિન્દીઓ તેનો જવાબ આપવાને પોતાના જ્ઞાન અને અનુભવનાં પરિણામો રજુ કરશે. હિન્દી સરકાર આ કસોટીમાં નિષ્ફળ નીવડી છે તે સિદ્ધ કરતાં

પહેલાં અહિં એ દર્શાવવાની જરૂર છે કે મુખ્ય સવાલ માણસોનો દોષ કાઢવાનો નથી અથવા તો અંગ્રેજોની જગ્યેએ હિંદીઓને રાખવાનો નથી પરંતુ આખી રાજનીતિની પદ્ધતિ ફેરવવાનો છે. એ તો સાધારણ વાત છે કે ઉત્તમ મનુષ્યો પણ બીનજવાબદાર સત્તા મળવાથી બગડે છે. બરનાર્ડ હાઉટને કહ્યું છે કે "નિરંકુશ સત્તા કેટલાક સુંદર ગુણોનો નાશ કરે છે." અધિકારીવર્ગ તરત પ્રમાણિકપણે માને છે કે જેઓ રાજ્યનીતિમાં ફેરફાર કરાવવાનો પ્રયત્ન કરે છે તેઓ રાજ્યની સહીસલામતીને નબળી પાડે છે. તેઓ રાજ્યની સાથે પોતાને એક ગણે છે. આ સત્ય ઇતિહાસમાં જાણીતું છે અને હિંદમાં તેનું માત્ર પુનરાવર્તન થાય છે. એજ લેખકે ટીકા કરેલી છે કે—મારા પોતાના શબ્દો વાપરવા કરતાં તેના શબ્દો વાપરવાનું હું પસંદ કરીશ. કારણ કે તે મારા પોતાનાજ વિચારો બરાબર દર્શાવે છે અને તે મારે માટે ધારવામાં આવે છે તેમ વ્હેમાયલા ગણાશે નહીં. "એક અધિકારી ઘણાં વર્ષોના મહાવરાથી નોંધ અને યાદીઓ લખવામાં કુશળ નિવડેલો હોય છે. તે કામમાંજ તેના મગજના તંતુઓ પણ કુશળ થઇ રહેલા હોય છે. તેને નવા વિચારો ઉદ્ભવતા નથી. તે માત્ર પ્રતિબિમ્બ જુએ છે. અસિદ્ધ ભાવનાઓને તે તીખી નજરથી જુએ છે. રાજતંત્રના સંચાને ચલાવવામાં તે હમેશાં રોકાયલો હોવાથી તે સંચો સરળતાથી ચાલે અને તેના જુદા જુદા ચળકતા ટુકડાઓ વ્યવસ્થિતપણે અને પુરેપુરી સંગતિથી કામ કરે એમાંજ તે પોતાના કરી લીધેલા દેશની ઉંચામાં ઉંચી સેવા જુએ છે. તે એવો નિશ્ચય કરે છે કે તેનું પોતાનું ચક્ર તો ચળકતું અને લીસું રહેશે, અવાજ નહિ કરે અને જરા પણ પાછું ફરશે નહિ. કાળે કરીને તે પોતાની ઓફિસની સાંકડી બારી માંથી જગત્ જુએ તે અસ્વાભાવિક નથી. જ્યારે નવી દર ખાસ્તો વિષ અભિપ્રાય આપવાની તેને ફરજ પડે ત્યારે પ્રજાના જીવન અને પ્રગતિ ઉપર તેની અસરને નહિ પણ અમલદાર મંડળની સગવડ અને તેની સત્તા ઉપર તેની કેવી અસર થશે તેનેજ તે પ્રધાનસ્થાન આપશે. જુના વખતના સાધુઓની માફક અથવા ઇંગ્લન્ડના સામાન્ય ગામડાંના સ્કવાયરની માફક તે પ્રજાજીવનમાં એક પરોપકારી તરીકે રસ લે છે. અને જો લોકો આગળ પડતી શરૂઆત ન કરે અથવા તો તેની અને તેના ગોઠીઆઓની વિરૂદ્ધમાં તેઓ ન વર્તે તો તેમનું ભલું

કરવામાં તે રાજી--આતુર પણ હોય છે. તેના જાહેર જીવનની જે મર્યાદા ઉપર સૂચવવામાં આવી છે તેમાં ઘણો અર્થ સમાયલો છે. પોતાની વિવેકબુદ્ધિ લગભગ દૈવી છે અને પોતાનું અધિકારી મંડળ એક અતિ પવિત્ર સંસ્થા છે એવી તેની માન્યતા થયેલી હોવાથી તે પ્રજાજનોને ત્યાં સુધીજ સહન કરે છે, કે જ્યાં સુધી તેઓ પોતાના ધંધાનું કામ મૌન ધારણ કરીને અને શાંતિથી કરે અને રાજ્યના ઉંચા વિષયોમાં ડહાપણ કરવાની ઉદ્ધતાઈ ન કરે. આમ ઉદ્ધતાઇને તો એક ભારે ગુન્હો ગણવામાં આવે છે અને અમલદારોના કૃત્યોની ખુલ્લી ટીકા તો વળી એથી પણ વધારે ખરાબ ગણવામાં આવે છે. કારણ કે કોઇ અમલદાર પોતાનાથી નીચલા વર્ગના અમલદારોની ટીકા સાંખતો નથી અને ઑફીસની સીમાઓની બહારના અન્ધકારમાં જે પ્રજા રહે છે તેની ગણત્રી તો તેના તાબેદારો જેટલી પણ થતી નથી. તો પછી જ્યારે લોકો કંઇ કરડાગીના બોલમાં જણાવે કે એક ઉદાત્ત અધિકારીમંડળના—આટલા શ્રમ પછી પણ દુનિયાના આ સર્વોત્તમ પ્રદેશમાં કંઇ બધું ઉત્કૃષ્ટ નથી અને વધારામાં જ્યારે તેઓ એવા સુધારા સૂચવે કે જે તેના કે તેના મંડળના ખ્યાલમ પણ કદી આવ્યા હોય નહિ અને જે તેની પરમ પ્રિય ભાવનાઓથી વિરુદ્ધ હોય ત્યારે તે ધીરજથી આ બધું કેમ સાંભળી શકે? દેશ ઉપર રાજ્ય કરવું એ તો અમલદારોનુંજ કામ છે; તેના પવિત્ર ગુરુમંત્રોનો તેમણેજ પાઠ કરેલો છે; રાજ્યતન્ત્રોના ગૂઢ ચલણની સમજણ પણ તેમનેજ હોય છે; બહુ તો તેમના વિચાર માટે પ્રજા નમ્રતાથી અને માનપૂર્વક સૂચનાઓજ કરી શકે પણ તેથી વધારે કંઇજ નહિ. જો પોતાની મેળે વિચાર કરે અને વર્તે તો તેમની અજ્ઞાનભરી મૂર્ખાઇ તેમના અભિમાન જેટલીજ અસહ્ય ગણાય. રૂઢી મુજબ ઘઢાયલા ટાઇમટેબલમાં ફેરફાર કરાવવાને અથવા તો અભ્યાસક્રમમાં સુધારા કરાવવાને થોડા વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકો ઉપર દબાણ કરતા હોય એવુંજ આ પ્રજાનું સ્વતન્ત્ર વર્તન ગણાય છે.............આ મહાન અમલદારો માનુષિ સ્વાતન્ત્ર્યને રાજદ્રોહ ગણે છે તેઓ દેશીઓને કાં તો બંડખોર અથવા નરમ ઘેટાં તરિકેજ જુએ છે."

## ( ક ) બીનઅમલદાર ઍંગ્લો ઇંડિયનો.

ઊંચા અમલદારોનીજ જાતની એક નાની પણ વગવાલી વસ્તી હિંદુસ્થામાં હોવાથી પ્રશ્ન વધુ ગુંચવાડા ભર્યો બને છે. આ દેશમાં ફક્ત ૧,૨૨,૯૧૯ અંગ્રેજો છે જ્યારે બ્રિટીશ રાજ્યમાં ૨૫,૫૦,૦૦,૦૦૦ હિન્દીવાનો છે અને થોડે ઘણે અંશે બ્રિટિશ સત્તા નીચે આવેલાં દેશી રાજ્યોમાં બીજા ૭,૦૦,૦૦,૦૦૦ છે. સામાન્ય નિયમ તરીકે બીન અમલદાર અંગ્રેજો બીજા કાર્યમાં રોકાયલા હોવાથી રાજ્યનીતિમાં કંઈ ભાગ લેતા નથી, પણ પ્રજાને લાભદાયી થાય એવા સુધારાની આશા હિન્દીઓના હ્રદયમાં ઉપજે છે ત્યારેજ તેઓ રણક્ષેત્રમાં દાખલ થાય છે. જૉન સ્ટુઅર્ટ મીલે આ વિષે જણાવ્યું છે કેઃ—

રાજ્યકર્તા પ્રજાના જે માણસો પૈસો કમાવવા પરદેશ જાય છે તેમને બીજા બધા કરતાં વધુસખ્ત અંકુશ નીચે રાખવાની જરૂર રહે છે. તેમનાથી સરકારની એક મોટી મુશ્કેલી વારંવાર ઉત્પન્ન થાય છે. જીતનાર પ્રજાના ગૌરવથી સજજ થયેલા અને તિરસ્કારયુક્ત ઉદ્ધતાઈવાળા તે ગૃહસ્થોમાં જવાબદારીના કંઈ પણ ખ્યાલ વગર સંપૂર્ણ અધિકારથી ઉત્પન્ન થયેલી લાગણીઓ ભરેલી હોય છે. ”

આજ પ્રમાણે સર જૉન લૉરેન્સે લખ્યું હતું કેઃ—

” આ બાબતોમાં પ્રમાણિકપણે વર્તવામાં હિન્દી સરકારને મોટી મુશ્કેલીઓ નડે છે. દેશીઓને મદદ કરવાને કંઈ કરવામાં આવે અથવા કાંઇ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો ચોપાસથી ( ઍંગ્લો ઇંડિયનો તરફથી ) શોરે બકોર કરવામાં આવે છે. જેનો પડઘો ઇંગ્લંડમાં પડે છે અને તેને ત્યાં સહાય અને સહાનુભૂતિ મળે છે. કેટલીક વાર તો શું કરવું એ વિચારમાં હું ગુંચવાઇ જાઊં છું. ભાવના તરીકે તો દરેક માણસ, ન્યાય, સંયમ અને એવા બીજા સારા ગુણોની તરફેણમાં હોય છે. પણ જ્યારે કોઇના સ્વાર્થ ઉપર અસર થાય એવી રીતે આવા સિદ્ધાંતોને લાગુ પાડવાનો વખત આવે છે ત્યારે તેમાં મોટા ફેરફાર થઈ જાય છે. ”

પ્રજાના બધા વર્ગો તરફ એક સરખું વર્તન ચલાવવા વિષે બોલતાં કીન કહે છે કેઃ—

"પણ, આ સૂત્રનો અમલ કરતાં, કેટલીક વાર હિન્દુસ્થાનના મુઠ્ઠીભર ગોરાઓનો વિરોધ વ્હોરી લેવો પડે. તેઓ રાજતંત્ર સાથે કંઇ સંબંધ ન ધરાવતા હોય ત્યારે પોતાના વર્ગ માટે એવા ખાસ હકની માગણી કરે છે કે જે દેશની સામાન્ય સ્થિતિ જોતાં તેમજ અમુક પ્રશ્નનો વિચાર કરતાં અયોગ્ય ગણાય. લૉર્ડ લીટને જણાવ્યું હતું તે પ્રમાણે જ્ઞાતિઓવાળા આ દેશમાં રાજકર્તાઓના જાતભાઇઓ એક પ્રકારના " ગોરા બ્રાહ્મણો " બને; અને વસ્તુસ્થિતિ પ્રમાણે, સ્વજાતિનાં અભિમાન અને પાશ્ચાત્ય સંસ્કૃતિથી મ્હોટાઇની એવી માન્યતા ઉત્પન થઇ કે જે જવાબદારીના ખ્યાલથી રહિત અમલદારોમાં અણછાજતી અને ક્વચિત હાનિકારક લાગે. લૉર્ડ વિલિયમ બેન્ટીંકના વખતમાં જ્યારે આ વર્ગ ન્હાનો અને વગ વગરનો હતો ત્યારે પણ આ લાગણી પ્રચલિત હતી. હવે તો આ વર્ગ ઘણોજ મોટો થયો છે અને—કલકત્તા અને લંડનના વર્તમાનપત્રો સાથે સંબંધને લીધે—તે પોતાની લાગણીઓ વધારે અસરકારક બનાવી શકે છે."

લૉર્ડ રિપનના માયાળુ અમલ દરમિયાન ૧૮૮૩ માં ઇલ્બર્ટ બીલ સામે ઘણો શોરબકોર થયો હતો. એવો કંઈક બનાવ અત્યારે પણ આપણે જોઇએ છીએ, જ્યારે મદ્રાસ મેલ, કલકત્તાનું ઈંગ્લિશમેન, આલ્હાબાદનું પાયોનિયર, લાહોરનું સીવીલ અને મીલીટરી ગેઝેટ વગેરે પત્રોની આગેવાની નીચે અને લંડનના ટોરી અને યુનિયનિસ્ટ પક્ષના વર્તમાન પત્રોની તેમજ ઇંગ્લંડમાં વસતા નિવૃત થયેલા હિન્દી અમલદારો અને બીન અમલદારોની સહાયથી—હાલ રજુ કરવામાં આવેલા સુધારાઓની સામે આંધળીઆં કરીને હિલચાલ કરી રહી છે. આપણે જાણીએ છીએ કે સ્વતંત્રતાની હિલચાલને તેમનો વિરોધ એક ભય સમાન છે. અને જ્યારે તેઓ ઈંગ્લંડ ઉપર અસર કરવાને પણ નિષ્ફળ થયાં છે—તેઓ દેખી તી રીતે નિષ્ફળ થતાં જાય છે—ત્યારે કાયદામાં મૂર્તિમંત થયલા સુધારાઓનું વજન ઓછું કરવાને અથવા તેને દબાવી દેવાને તેઓ પ્રયત્ન કરશે. આવીજ રીતે મિન્ટો મોર્લીના સુધારાની ઉપયોગીતા નષ્ટ કરવામાં આવી હતી. અજે કૉંગ્રેસ લીગની યોજનાને નવા કાયદાના આધાર રૂપે સ્વીકારવામાં આવશે ત્યારે પણ જો સાવચેતી રાખવામાં નહિ આવે તો એવાંજ પ્રયત્ન કરવામાં આવશે.

## ક—ઇંગ્લંડ ઉપર પ્રત્યાઘાત.

હિન્દુસ્થાનમાં ઇંગ્લંડની રાજનીતિથી વિરૂદ્ધ રાજતંત્ર સ્થપાવાથી ઇંગ્લંડને પોતાને ગંભીર નુકશાન થાય છે, તેના તરફ આપણે દુર્લક્ષ્ય કરી શકીશું નહિ. મી. હોબ્સને જણાવ્યું છે કે:—

"જેમ આપણા સ્વતંત્ર સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોએ ગ્રેટબ્રિટનમાં પ્રજાકીય ઇચ્છાઓને આશા, ઉત્તેજન, આપ્યાં છે અને તે —સ્વરાજ્યની કળામાં વ્યાવહારિક સાફલ્ય મેળવીનેજ નહિ પણ સ્વતંત્રતા અને સમતાનો જુસ્સો ઇંગ્લંડ સુધી ફેલાવીને પણ—તેવીજ રીતે જે દેશો ઉપર આપણે આપખુદી રાજ ચલાવીએ છીએ તેને મોટાઇના ડોળવાળી ગુલામીની ટેવોને અને ધન તેમજ પદવીને માન આપવાની વૃતિને—જે ફ્યુડલ પધ્દતિની વિષમતાઓના હલકા અવશેષ રૂપ જણાય છે—તેને પોષીને આખી પ્રજાના ચારિત્રને ઘણીજ હાનિ હમેશાં કરી છે." આપણા હિન્દી રાજ્ય વિષે ૧૮૬૦ માં લખતાં કોબ્ડને આ મુદ્દાનો સવાલ પૂછ્યો હતો:—" જેવી રીતે એશીઆના સંબંધથી ગ્રીસ અને રોમ હલકાં બન્યાં હતાં તેવીજ રીતે પૂર્વના દેશોમાં આપખુદી રાજતંત્રના સિદ્ધાન્તોનો અમલ કરવાથી આપણા દેશની રાજનીતિ કલુષિત થાય એ શું સંભવિત નથી? " આવી અસર માત્ર સંભવિત છે એટલુંજ નહિ પરંતુ અનિવાર્ય છે. આપણા સામ્રાજ્યના આપખુદી અમલ નીચે રહેલો ભાગ કદમાં વધે જાય છે તેમ આપણા ક્રાઉન કોલોની, પ્રોટેકટરેટ અને હિન્દુસ્થાનમાં આપખુદી સ્વભાવ અને પદ્ધતિની તાલીમ લીધી હોય એવા લશ્કરી અને દિવાની અમલદારો, તેમજ વેપારીઓ, જમીનદારો, ઇજિનેરો, ઓવરસીયરો જેઓ સામાન્ય યુરોપિયન સમાજના લાભદાયક સંયમો વગરની એક ઊંચી જાત તરિકે કૃત્રિમ જીન્દગી ગાળે છે તે બધાઓ મોટી સંખ્યામાં આ દેશ પાછા આવે છે. અને આ પરદેશી સંયોગોમાં ઘડાયલું ચારિત્ર, લાગણીઓ અને વિચારો લેતા આવે છે."

સનદી નોકરીના અમલદારો માટે ખરેખર ઘણું કઠિન છે કે તેઓ આ દેશમાં તો પરદેશી હોય—અને પછી જ્યારે તેઓ પોતાનો દેશ પાછા ફરે ત્યારે અહીંઆ તેમની આસપાસ વિંટલાયેલા સંયોગોની અધોગતિકારક અસરથી તેઓ ત્યાં પણ પરદેશી જેવા બની જાય. કાચી દશામાં

તેમને અહીંઆ લાવવાથી આપણને નુકશાન થાય છે અને જ્યારે તૈયાર કરીને આપણે તેમને પાછા મોકલીએ છીએ ત્યારે ગ્રેટબ્રિટન અને હિન્દ બંનેને તેમની વિપરીત વૃત્તિઓથી ઘણું નુકશાન થાય છે.

## (इ) પહેલા ધોરણથી તપાસ.

મી. ગોખલેની પહેલી કસોટીથી આપણે હવે તપાસ કરીએ. અમલદારી રાજતંત્રે "કેળવણી, આરોગ્ય, ખેતીનો સુધારો વગેરે" માટે શું કર્યું છે? મારે વસ્તુસ્થિતિ ઘણુજ સંક્ષેપથી રજુ કરવી જોઇએ પણ તે નિર્વિવાદ છે.

કેળવણી—દેશની કુળ વસ્તીના પ્રમાણમાં કેળવણી મેળવતાં બાળકોનું પ્રમાણ સેંકડે ૨.૮ જેટલું છે, જે છ વર્ષ પહેલાં મી. ગોખલેએ કેળવણીનું બીલ રજુ કર્યું તે પછી .૯ ટકાનો વધારો સૂચવે છે. પરન્તુ આ આંકડા પણ ભુલ ખવડાવે એવા છે. કેળવણીના હીમાયતીઓ કબુલ કરે છે કે ચાર કરતાં ઓછા વરસ સુધી શિક્ષણ પામેલાં બાળકો તેટલા વખતમાં લીધેલું શિક્ષણ ભુલી જાય છે. કેળવણી ખાતાના (બ્રિટીશ ઈન્ડીયા) ૧૯૧૪–૧૫ ના આંકડાઓ ઉપરથી માલૂમ પડે છે કે શિક્ષણ લેતાં છોકરાંઓ અને છોકરીઓની સંખ્યા અનુક્રમ ૬૩,૩૩,૬૬૮ અને ૧૧,૨૮,૩૬૩ હતી. એટલે એકંદરે ૭૪,૬૨,૦૩૧ સંખ્યાં હતી. આમાંથી ૫૪,૩૪,૫૭૬ પ્રાથમિક ધોરણથી આગળ વધ્યાં નહોતાં અને તેમા પણ ૧૬,૮૦,૫૬૧ વાંચી પણ શકતાં નહોતાં. જો કુલ સંખ્યામાંથી આ બાદ કરવામાં આવે તો તેમને ઉપયોગ થઇ પડે એવું શિક્ષણ લેતાં બાળકોની સંખ્યા ૨૦,૨૭,૪૫૫ હતી, એટલે કે આપણને (૩ ટકાનો ચોકાવી નાખે એવો આંકડો મળે છે. સાડા પચાસ લાખ છોકરાંઓ ઉપર ખર્ચેલા પૈસા બંગાળના ઉપસાગરમાં ફેંકી દીધા હોત તો પણ ફેર પડત નહિં. નિશાળોમાં જઇ શકે એવી વયના બાળકો પૈકી નિશાળે જતાં બાળકોનું પ્રમાણ સન ૧૯૧૫ ની આખરે ૨૦.૪ ટકા જેટલું હતું. ૧૯૧૩ માં વિદ્યાર્થી-ઓની કુલ સંખ્યા હિન્દી સરકારે ૪૫ લાખની આંકી હતી; ૧૮૫૪ માં સર ચાર્લ્સ વુડના ખલીતાથી કેળવણી ખાતું રચાયું તે પછી ૫૮ વર્ષમાં આટલી પ્રગતિ થઇ છે. ૧૮૭૦ માં ઇંગ્લંડમાં કેળવણીનો કાયદો પસાર કરવામાં

આવ્યો હતો અને તે વખતે ઇંગ્લંડની કેળવણીની સ્થિતિ આપણી હાલની સ્થિતિના જેવી હતી; ૧૮૩૩ નાં વર્ષથી ઇંગ્લંડમાં વિશેષે કરીને ચર્ચની શાળાઓને સરકાર તરફથી મદદ આપવામાં આવતી હતી. ૧૮૭૦ અને ૧૮૮૧ વચ્ચે મફત અને ફરજીઆત કેળવણી દાખલ કરવામાં આવી, અને ૧૨ વર્ષમાં નિશાળે ભણતાં બાળકોનું પ્રમાણ ૪૩.૩ ટકાથી વધીને લગભગ ૧૦૦ ટકા જેટલું થયું. હાલ ઇંગ્લંડ અને વેલ્સની ચાર કરોડની વસ્તિમાથી ૬૦,૦૦,૦૦૦. છોકરાઓ નિશાળે જાય છે. જાપનમાં ૧૮૭૨ પહેલાં નિશાળે જતાં બાળકોનું પ્રમાણ ૨૮ ટકા જેટલું હતું જે આપણા હાલના પ્રમાણ કરતાં ૮ ટકા વધારે હતું; ૨૪ વર્ષમાં આ પ્રમાણ ૯૨ ટકા જેટલું વધ્યું અને ૨૮ વર્ષમાં કેળવણી મફત અને ફરજીયાત કરવામાં આવી. વડોદરામાં કેળવણી મફત અને મોટે ભાગે ફરજીયાત છે અને નિશાળે ભણતા વિદ્યાર્થીઓનું પ્રમાણ ૧૦૦ ટકા જેટલું છે. ત્રાવણકોરમાં છોકરાઓનું આ પ્રમાણ ૮૧.૧ ટકા જેટલું અને છોકરીઓનું ૩૩.૨ જેટલું છે. મ્હૈસુરમાં છોકરાઓનું આ પ્રમાણ ૪૫.૮ જેટલું અને છોકરીઓનું ૯.૭ જેટલું છે. વડોદરામાં નિશાળે ભણી શકે એવા વયના વિદ્યાર્થી દીઠ રૂ. ૦-૬-૬ ખર્ચાય છે ત્યારે બ્રિટીશ હિન્દુસ્થાનમાં ત્રણ આના ખર્ચાય છે. ૧૮૮૨ અને ૧૯૦૭ વચ્ચે કેળવણીના ખર્ચમાં ૫૭ લાખનો વધારો થયો. જમીનના મહેસુલમાં ૮ કરોડનો, લશ્કરી ખર્ચમાં ૧૩ કરોડનો, અને દીવાની ખાતાના ખર્ચમાં ૮ કરોડનો, વધારો થયો અને રેલ્વેના ખર્ચની મુદ્દલ રકમ ૧૫ કરોડની હતી. (હું મી. ગોખલેના આંકડા ટાંકુ છું) તેમણે કટાક્ષથી એવી ગણત્રી કરી હતી કે જો વસ્તીમાં વધારો થાય નહિ તો દરેક છોકરો હવે પછી ૧૧૫ વર્ષમાં અને દરેક છોકરી ૬૬૫ વર્ષમાં નિશાળે જાય. પ્રતિનિધિબન્ધુઓ, **હોમરુલ** મળશે ત્યારે આ કામ વધારે ઝડપથી કરવાની આપણે આશા રાખીએ છીએ. હું એવો અભિપ્રાય રજુ કરૂં છું કે કેળવણીના વિષયમાં અમલદારી રાજતંત્ર નિષ્ફલ નીવડયું છે.

**આરોગ્ય અને વૈદકી સહાય.**—પ્લેગ, કોલેરા અને ખાસ કરીને મેલેરીયાનો પ્રસાર શહેરો તેમજ ગામડાંમાં આરોગ્યની ન્યૂનતા સૂચવે છે. આ ન્યૂનતાથીજ હિન્દુસ્થાનમાં સરેરાશ દરેક માણસનું આયુષ્ય આટલું ઓછું ૨૩.૫ વર્ષનું છે, ઇંગ્લન્ડમાં સરેરાશ આયુષ્ય ૪૦ વર્ષનું અને ન્યુ

ઝીલાંડમાં ૬૦ વર્ષનું છે. રોગની સારવારમાં એક મુખ્ય મુશ્કેલી એ છે કે વૈદકની પરદેશી પદ્ધતિને ઉત્તેજન આપવામાં આવે છે અને દેશી વૈદકને સરકાર તરફથી મદદ આપવામાં આવતી નથી. સરકારી ઇસ્પીતાલો, સરકારી દવાખાનાં, સરકારી ડૉકટરો એ બધાં પરદેશી પદ્ધતિનાં હોય છે, અને આયુર્વેદિક અને યુનાની દવાઓ, ઇસ્પીતાલો, દવાખાના, અને વૈદો નામંજુર રહ્યાં છે અને તેની સાથે સંબન્ધ રાખવો એ અયોગ્ય વર્તન ગણાય છે. ત્રાવણકોરનું રાજ્ય ૭૨ વૈદ્યશાળાઓને મદદ આપે છે. તેમાં ૧૯૧૪–૧૫ ના વર્ષમાં ૧,૪૩,૫૦૫ દરદીઓની સારવાર કરવામાં આવી હતી—તેનાથી ૨૨,૦૦૦ ઓછા દરદીઓ પરદેશી સંસ્થાઓમાં હતા (આ રીપોર્ટ ૧૯૧૭ માં પ્રકટ કરવામાં આવ્યો છે). આપણી સરકાર પ્રજાની વૈદકી જરૂરિયાતોને પહોંચી શકતી નથી. અને છતાં વૈદકની જે પદ્ધતિને લોકો પસંદ કરે છે તેના ઉપર લોકોના પૈસા ખર્ચવા દેતી નથી. જ્યારે હોમરૂલ મળશે ત્યારે પરદેશી અને દેશી પદ્ધતિઓને નિષ્પક્ષપાતપણે મદદ કરવામા આવશે. હું કબૂલ કરૂં છું કે એલોપથીની દવા આપનાર ડૉકટરો જરૂરિયાતને પુરી પાડવા બનતો પ્રયત્નો કરે છે અને ઘણો સ્વાર્થત્યાગ કરે છે પણ જરૂરિયાત ઘણી વિશાળ છે અને આ ડૉકટરોની સંખ્યા ઘણી નાની છે. આપણા અમલદારી રાજતન્ત્રને તેના પોતાના ધોરણ પ્રમાણે આ બાબતમાં સફળતા મળવી અશકય બનશે; દેશી પદ્ધતિને તપાસવાની દરકાર કર્યા શિવાય, તેનો બહિષ્કાર કરવામાં સરકારની ભૂલ સમાયેલી છે. પરિણામે આરોગ્ય અને વૈદકી સાધનોના વિષયમાં પણ અમલદારી રાજતંત્ર નિષ્ફળ ગયું છે.

**ખેતીનો વિકાસ.**—૧૯૧૧ ના વસ્તીપત્રકકમાં ખેતી ઉપર આધાર રાખતી વસ્તિની સંખ્યા ૨૧ કરોડ ૮૩ લાખની આંકવામા આવી છે. આ લોકની ભયંકર ગરિબાઇ એ સામાન્ય રીતે જાણીતી છે. તેના ઉપર દેવાના વધતા જતા બોજા વિષે છેલ્લાં ત્રીસ વર્ષથી સર દીનશાહ એદલજી વાચ્છાએ લખ્યા કર્યું છે. આમ દેવું વધતા છતાં ઉપર જણાવ્યા પ્રમાણે જમીનના મહેસુલમાં ૮ કરોડનો વધારો થયો છે. આ ઉપરાંત લોકલ-બૉર્ડ વિગેરેના કર, મીઠાનો કર, વિગેરેનો બોજો પડે છે. મીઠાનો કર જે ઘણાજ ગરીબ લોકોને વધારે ભાગે નડે છે તેમાં ગયા વર્ષના અંદાજપત્રમાં ૯ લાખનો વધારો થયો છે. આ ગરીબાઇનું આવશકય પરિણામ એ છે

લોકોને પુરૂં પોષણ મળતું નથી અને તેથી ત્હેમનું કૌવત કમી થાય છે, વ્યાધિની સામે તે ટકી શકતા નથી, આયુષ્ય ઓછું થાય છે, અને બાળકોનું મરણપ્રમાણ વધે છે. મી. ગોપાલ કૃષ્ણ ગોખલે જેઓ એક તોફાની ચળવળ કરનાર ન હોતા ત્હેમણે ફરીફરીને ટાંકેલા આંકડા ૧૯૦૫ માં રજુ કર્યા હતાઃ—

"એક પ્રમાણરૂપ ગણાતા મહાન એંગ્લો ઇન્ડીયન સર વિલ્યમ હન્ટરના મત પ્રમાણે ૪ કરોડ માણસો એકજ વખત ખોરાક લઇ આખી જીન્દગી નીભાવે છે. બીજા પ્રમાણરૂપ ગૃહસ્થ—સર ચાર્લ્સ ઇલીયટના મત પ્રમાણે આખા વર્ષ દરમીયાન પુરૂં પેટ ભરીને એક વખત પણ ખાવાનું હિન્દના ૭ કરોડ માણસો પામતા નથી. હિન્દુસ્થાનના લોકોની ગરીબાઇ વિષે જો આ રીતે વિચાર કરીએ તો તે ખરેખર ત્રાસદાયક છે, અને જો સો વર્ષ સુધિ ત્હમે રાજ કર્યા પછી આવી સ્થિતિ જણાય છે તો હિન્દી પ્રજાનીજ ઉન્નતિ કરવાનો ત્હમારો પ્રધાન હેતુ હતો એવો દાવો ત્હમે કરી શકશો નહીં."

કટેલીક વાર એમ કહેવામાં આવે છે કે "આ આંકડા ઉપર શા માટે ફરી ફરીને ભાર મુકો છો? તે અમે જાણીએ છીએ." અમારો જવાબ એ છે કે વસ્તુ સ્થિતી લોકોના પેટમાં હમેશા ચોળાયા કરે છે અને જ્યાં સુધિ તે કાયમ છે ત્યાં સુધિ ત્હેની તરફ લક્ષ ખેંચવાનું અમે માંડીવાળી શકીશું નહીં અને ગોખલેએ ભાર દઇને જણાવ્યું છે કે "આ શોકજનક સ્થિતિ પણ ધીમે ધીમે વધારે બગડતી જાય છે." ખેડુત વર્ગને પુરૂં પોષણ નથી મળતું. તે વિષે આપણી પાસે આંકડા નથી પણ મદ્રાસ શહેરમાં એવીજ ગરિબ વસ્તિમાં દાકતરી તપાસથી અમને માલુમ પડયું છે કે અમારા વિદ્યાર્થીઓ પૈકી સેંકડે અઠોતેર ટકાના શરીર પોષણ નહીં મળવાથી ખરાબ થતાં હતાં અને સુકું શરીર, પાતળાં હાથ અને પગ, જીન્દગીનો દયાજનક નબળો કાબુ, જોનારને વગર બોલ્યે જણાય છે. જ્યારે આવી બીના બને છે ત્યારે ત્હેનાથી દુઃખ ન થાય એ તો કલ્પનાશક્તિની અસાધારણ ન્યુનતા કહેવાય.

ખેડુતોના દુઃખો ઘણા છે, અને આ કોંગ્રેસમાં ત્હેનો સુર વારંવાર સાંભળવામાં આવ્યો છે. ગામડાની મુશ્કેલીઓની કદર ન કરનાર ધારાસભાઓએ ઘડેલા જંગલના કાયદાઓથી ત્હેમને ઘણીજ હેરાનગતી થાય છે

અને ફક્ત થોડીજ જગ્યાઓએ જંગલની પંચાયતો સ્થાપવામાં આવી છે. જે થોડે સ્થળે આ પ્રયોગ કરવામાં આવ્યો છે ત્યાં ત્હેના પરિણામ સારાં આવ્યાં છે—કવચિત તો તે આશ્ચર્યકારક પ્રમાણમાં સારાં નીવડ્યાં છે. ઢોરને ચરવાની જમીનનો ટોટો, કસ વગરની જમીન માટે લીલાં ખાતરની ન્યુનતા, જંગળની આસપાસ વાડનો અભાવ–જેથી રખડતાં ઢોર જંગલમાં પેસી જાય છે, રખામાં પુરાય છે, અને પૈસા આપીને છોડવવા પડે છે— ન સમજાય એવા ગુન્હાને માટે કરવામાં આવતા દંડ, અને બીજી શિક્ષાઓ ખમવાને, ઓજાર અને સમારકામ માટે લાકડાંની તંગી, મળી શકતા પાણીની અનિશ્ચીત વહેંચણી–આ બધી મુશ્કેલીઓ ગામડાઓમાં અને સ્થાનિક પરિષદોમાં ચર્ચાય છે. હથીઆરબંધીના કાયદાથી ત્હેમના ઉપર ત્રાસ વર્તે છે કારણ કે જંગલી પશુ અને જંગલી માણસો સામે તેઓ રક્ષણ વગર રહે છે. ન્યાય, અને કારોબારી ખાતાંઓ ભેગાં હોવાથી ન્યાય ઘણીવાર મળી શકતો નથી અને પૈસા અને સમય—એ બન્નેમાં તે હમેશાં મોંઘો પડે છે. ગામડાંના અમલદારો ત્યાંના લોકોને કોઇ પણ રીતે જવાબદાર નહીં હોવા થી ત્હેમના કરતા તહાસીલદાર અને કલેકટરને રીઝવવાને સ્વાભાવિક રીતે વધારે કાળજી રાખે છે. ગામડાંઓમાં પક્ષાપક્ષી જામે છે કારણ ત્યાં હમેશાં એક ત્રીજો વર્ગ હોય છે કે જેનો આશ્રય લઇ શકાય છે—જો ત્હેની પદવી ઉંચી હોય તો ત્હેની ખુશામત થાય, અને નીચી હોય તો ત્હેને લાંચ અપાય, અને ખુશામત થી, દાસત્વથી અને ચાડી ચુગલી કરવાથી જેની મેહરબાની મેળવી શકાય. આમ હિન્દુસ્થાનની ખેતીની સ્થિતી જોતાં અને ખેડુત વર્ગની ગરીબાઇ જોતાં અમલદારી રાજ્યતંત્ર નિષ્ફળ થયું છે.

હિન્દના હુન્નરોની સંભાળ, નબળા ઉદ્યોગોને ઉત્તેજન, માલ લઇ જવા-જળ માર્ગોની સંભાળ, અને દરીયા કીનારે મુસાફરી માટે વહાણની વ્યવસ્થા, ગળી અને બીજા દેશી રંગને જર્મનીના તેવાજ રંગોની સામે લડી શકે તેવું ઉત્તેજન–આ બધી બાબતોને પહેલા ધોરણ થી તપાસીયે તો એવાજ જવાબ આપવા પડે. દેશના કાચા માલના વિકાસના સંબન્ધમાં રાજ્યની આળસથી, અને દેશનો કેટલોક કાચો માલ જર્મનોના હાથમાં જાય છે તે વિષે સરકારની બેદરકારીથી અત્યારે પણ ભારે નુકસાન થાય છે, અને હાલ પોતાની સરકારના ઉત્તેજનથી જાપાનીઓ હિન્દીઓનો કુદરતી વારસો

છીનવી લેવામાં જમ`નોનું સ્થાન લેતા જાય છે એ સબંધમાં પણ સરકાર એવીજ બેદરકારી બતાવે છે.

બધા આબાદ દેશોમાં ખેતીની પરબે હુન્નરો જોવામાં આવે છે અને તેઓ એક બીજાને ટેકો આપે છે. આયરલેંડની અત્યંત ગરીબાઇ, અને ત્હેની વસ્તિનો અર્ધો ભાગ પરદેશ જવાથી ત્હેને થતુ નુકસાન એ ગ્રેટબ્રિટન ને લીધે ત્હેના ઉનના ઉદ્યોગને થયેલા નુકસાનના અને તેથી આખી પ્રજાને ખેતી ઉપર કરવા પડતા નિર્વાહના પરિણામ રૂપ હતાં; એવાજ કારણ થી એવોજ બનાવ ઘણાજ વધારે વિસ્તૃત ધોરણ ઉપર અહીંઆ બન્યો છે. અને ૧૮૯૧ અને ૧૯૦૧ના વસ્તિપત્રકના આંકડાની સરખામણી કરીને ઇમ્પીરીયલ ગેઝેટીયર જણાવે છે તે પ્રમાણે " એક મોટો જમીન વગરનો વર્ગ ઉત્પન્ન થતો જાય છે જે દેશને આર્થિક ભય સમાન છે."—આ હિન્દુસ્થાનને માટે નવું અને ભયાનક પરિવર્તન છે. " વર્ષની મોસમનાજ મહીનામાં ખેતીમાં કામ કરનારા સામાન્ય મજુરોને કામ મળે છે અને બાકીના વખતમાં ત્હેમાંના કેટલાક થોડા વખતને માટે મોટા ધંધાવાળા શહેરોમાં આકર્ષાય છે. કાપણીને વખતે ઇંગ્લન્ડમાં આયર્લેન્ડના મજુરોની ભરતી આથી સ્મરણમાં આવે છે. પ્રોફેસર રાધાકમળ મુકરજીએ ગ્રામ્ય જીવનના જુના સંજોગો ઉપર ખાસ ભાર મુકયો છે; તેઓ કહે છે કે:—

"ગામડું હજી પણ લગભગ પુરે અંશે પોતાનો નિભાવ કરી શકે છે. અને તે આર્થિક દૃષ્ટિથી એકતા પામેલું છે. ગામડાનાં લોકોને માટે જરૂરી બધો ખોરાક ગામડામાં ખેડુત પકવે છે. ખેડુતને માટે હળની રાંપીઓ અને ઘરમાં જરૂર પડે એવી થોડી લોઢાની વસ્તુઓ લુહાર બનાવે છે. તે આ બધું લોકોને પુરૂં પાડે છે પણ ત્હેના બદલામાં ત્હેને પૈસા મળતા નથી. ત્હેના બદલામાં ગામવાળાઓ તરફથી ત્હેની હાજતો પુરી પાડવામાં આવે છે; કુંભાર ત્હેને માટીના વાસણ આપે છે, વણકર કાપડ આપે છે, ઘાંચી તેલ આપે છે—આ દરેક કારીગરને ખેડુત પાસેથી રીવાજ પ્રમાણે અનાજનો હિસ્સો મળે છે. આ પ્રમાણે નાણાંનો ઉપયોગ કર્યા શિવાય લગભગ બધો આર્થિક વહીવટ ચાલે છે. ગામડીઆઓ પૈસાને માલની આપ લેનું સાધન નથી ગણતા, પણ ધનના સંગ્રહરૂપ માને છે. જ્યારે પૈસા મેળવી તેઓ તાલેવન્ત બને છે ત્યારે સિક્કાનો સંગ્રહ કરે છે અથવા તો સોનારૂપાના ઘરેણા ઘડાવે છે."

ગરીબાઈના દબાણથી ગામડાના લોકો શહેરમાં વસતા જાય છે તેથી આ સ્થિતિમાં ફેરફાર થાય છે. ગામડામાં પરસ્પર સહકારની જે ટેવ હોય છે ત્હેને બદલે શહેરમાં આવીને હરીફાઇ કરતાં તેઓ શીખે છે. લાગણીનો આ ફેરફાર અને વિશ્વાસને બદલે ઉપજતી શંકા શહેરની પાસેના ગામડાની મુલાકાત લેવાથી અને કેવળ ગ્રામ્ય પ્રદેશમાં આવેલા ગામડાના વતનીઓ સાથે ત્હેમની સરખામણી કરવાથી તરતજ જોઈ શકાશે. ગામડાનું જીવન ફરીથી હિતકારી અને રસમય બનાવવાથીજ આ આર્થિક અને નૈતિક અધોગતી અટકાવી શકાય અને રાજ્યસંસ્થાના એક અંગતરીકે પંચાયતની ફરીથી સ્થાપના કરવા ઉપર આનો આધાર રહેલો છે—પંચાયતના સવાલ વિષે હું હમણાજ બોલીશ. આથી ગામડાના ઉદ્યોગોનું પુનર્જીવન થશે અને સહકારી મંડળીઓથી પરસ્પર વ્યવહારની એક જાળ પથરાશે. સહકારી મંડળીયો અને પંચાયતો એ વિષેના પોતાના લેખમાં મી. સી. પી. રામસ્વામી આયર જણાવે છે કે:—

“ગામડાની પ્રજા શહેર તરફ વળે છે એ અનર્થને રોકવાનો અને ગામડાની પ્રજાના જીવનનું આર્થિક અને સામાજીક ધોરણ ઉન્નત કરવાનો એકજ માર્ગ છે, અને તે સહકારી સંસ્થાઓની સ્થાપનાની સાથેસારી પંચાયતોને ઉત્પન્ન કરવાનો છે. આથી ગામડાના ઉદ્યોગો તાજા થશે અને વ્યવસ્થિત સંઘબળ ઉત્પન્ન થશે અને હિન્દુસ્થાનના ગામડાની જ્યારે યોગ્ય રીતે પુનઃ રચના થશે ત્યારે સહકારી ધોરણ ઉપર સારી રીતે વિકસેલી ઔદ્યોગિક સંસ્થાના સંગીન આધારરૂપ તે બનશે.”

આગળ તેઓ જણાવે છે કે:—

“ગામડાની સંસ્થાના વિકાસની બીજી કેટલીક બાજુઓ પણ છે જેનો વિચાર પંચાયતની સ્થાપનાના વિષયના સંબંધમાં સાધારણ રીતે કરવામાં આવતો નથી. દેશના ન્હાના ઉદ્યોગોનું પુનર્જીવન એ આમાનો એક વિષય છે. યુરોપ તેમજ હિન્દમાં ન્હાના પાયા ઉપર ચાલતી ખેતીની સાથે ન્હાના ઉદ્યોગોની પણ અવનતિ થઈ છે. ફ્રાંસ જેવા દેશોમાં ખેતીથીજ મોટે ભાગે ગામડાંના ઉદ્યોગો ટકી રહ્યા છે. અને તે દેશમાં નિર્વાહના બીજા સાધન તરીકે ન્હાના ખેડુતોએ ઉદ્યોગો તરફ પોતાનું ધ્યાન આપ્યું છે. હિન્દુસ્થાનમાં ગ્રામ્ય જીવનની અધોગતિથી ફક્ત રાજકીયજ નહીં પણ આર્થિક અને ઔદ્યોગિક પ્રશ્ન પણ ઉત્પન્ન થયો છે. જ્યારે યુરોપમાં સંસ્કૃતિનો

પ્રવાહ શહેરમાંથી ગામડામાં વહ્યો છે ત્યારે હિન્દમાં આથી ઉલટુંજ બન્યું છે. આ દેશમાં સામાજીક જીવનનું મધ્યસ્થાન શહેર નહીં પણ ગામડુંજ છે. ઘર ઉદ્યોગો તો ખાસ કરીને આપણાજ હતા ને હજી પણ આપણા કારીગરો વેપારી દુનીયા સાથે કંઈ પણ સંબન્ધ રાખ્યા શિવાય પોતાના ઝુંપડામાં હુન્નર ચલાવી રહ્યા છે. ગામડાંના ઉદ્યોગો અને સાહસ ઉપર આધાર રાખતી સહકારી તત્વવાળી વહેંચણીની અને ઔદ્યોગિક સંસ્થાઓ ઉપર ખાસ ભાર મુકવાનું વલણ આખી દુનિયામાં જોવામાં આવે છે. આમાંજ કળા અને હુન્નરના મંડળોનું તેમજ ઉદ્યાન નગરોનું મુળ જડશે—માલ ઉત્પન્ન કરનાર અને ત્હેનો ઉપયોગ કરનારની વચ્ચે થતી ધનની વિષમ વહેંચણી પુરેપુરી નાબુદ થાય એવી રીતે સર્વ સ્વામીત્વવાદ ( socialism ) અને સહકારીત્વનો યુગ પ્રવર્તાવવાની ભાવના આ બધામાં રહેલી છે. હિન્દુસ્થાન હમેશાં ન્હાના ખેડુતોનો દેશ હતો અને તેથી થોડા માણસોના હાથમાં બધું ધન એકત્ર થવાથી પશ્ચિમના દેશોને જે અનર્થો ભોગવવા પડ્યા છે ત્હેમાંથી તે મુકત રહ્યું છે. આપણામાં રહેલી સમાનતાની બુદ્ધિથી અને આપણા કુટુંબજીવનના કેટલાક મૂળ સિદ્ધાંતોથી પૈસો આમ એક હથ્થુ થતો અટકયો છે. આનેજ લીધે કારખાનાના ઉદ્યોગો બહુ મોટા ધોરણ ઉપર જામ્યા નથી."

કારખાનાંવાળાં શહેરોમાં દેખાતાં દુઃખોનાં પુરાં અનુભવ પછી ઇંગ્લંડ આવાજ સુધારા તરફ વળતું જાય છે અને તે સુધારા કરવાની જરૂરીયાત આ દેશમાં પણ ઘણીજ મ્હોટી છે.

ઇંગ્લન્ડના શ્રોતાજનો આગળ ભાષણ કરતાં મી. ગોખલેએ હિન્દુસ્થાનની સામાન્ય સ્થિતિ નીચે પ્રમાણે વર્ણવી હતીઃ—

"ત્હમારી (ઇંગ્રેજોની) શરેરાસ વાર્ષિક આવક માણસ દીઠ ૬૩૦ રૂપીયા ગણાય છે, સરકારી આંકડા પ્રમાણે અમારી વાર્ષિક આવક માણસ દીઠ ૩૦ રૂપીયા છે અને અમારી ખાનગી ગણત્રી પ્રમાણે તે ૧૫ રૂપીયાથી સ્હેજ વધારે છે. માણસ દીઠ તમારા દેશમાં માલની આયાતની કિમ્મત રૂપીયા ૧૬૫ જેટલી છે, અમારા દેશમાં માણસ દીઠ ૩॥ રૂપીઆ છે. પોસ્ટની સેવીંગ બેંકમાં ત્હમારી કુલ થાપણ ૨ અબજ ૨૨ કરોડની છે અને તે ઉપરાંત ટ્રસ્ટીની સેવીંગ બેંકમાં ત્હમારી થાપણ ૭૮ કરોડ રૂપીયા છે. અમારી વસ્તી ત્હમારા કરતા સાત ગણી હોવા છતા

પોસ્ટની સેવીંગ બેંકમાં અમારી થાપણ ૧૦ કરોડ ૫૦ લાખ છે, અને તેમાં દશમા ભાગથી કાંઇક વધારે યુરોપીયનનો છે. જોઈંટ સ્ટોક કંપનીઓમાં ત્હમારી ભરેલી થાપણ ૨૯૮ અબજ ૫૦ કરોડ છે, એવી કંપનીયોમાં અમારી થાપણ ૩૯ કરોડ છે અને તેમાં પણ મ્હોટો ભાગ યુરોપીયનોનો છે. અમારા લોકોનો મોટો ભાગ ખેતી ઉપર જીવે છે અને ખેતીનો કસ ધીમે ધીમે ઉતરતો જાય છે. હિન્દી ખેડુતો એટલા ગરીબ છે, તે ઉપરાંત એટલા બધા દેવાના ભાર નીચે દબાયેલા છે કે તેઓ જમીન ઉપર કંઇ પૈસો ખર્ચી શકે એમ નથી, પરિણામે સર જેમ્સ કેર્ડે પચીસ વર્ષ ઉપર જણાવ્યું હતું તે પ્રમાણે હિન્દુસ્થાનની ખેતી એ જમીનને ચુસવાની એક ક્રિયા છે. એકર દીઠ પાક ઓછો થતો જાય છે. ઇંગ્લન્ડમાં એકર દીઠ ૩૦ બુશળ પાકે છે ત્યારે હીંદમાં ૮ થી ૯ બુશળ અનાજ પાકે છે."

મી. ગોખલેની પહેલી કસોટી પ્રમાણે આ બધી બાબતોમાં અમલદારી રાજ્યતન્ત્ર નિષ્ફળ નીવડયું છે.

## (च) હિન્દીઓને તક આપો.

આ બાબતમાં આપણે એટલુંજ કહીએ છીએ કેઃ—પ્રજાને કેળવણી, આરોગ્ય, અને સમૃદ્ધિ આપવામાં તમે સફળ થયા નથી તો જાપાનની અને બીજી પ્રજાઓએ પોતાના દેશને માટે જેવું કાર્ય કર્યું છે તેવુંજ હિન્દ માટે કરવાની હિન્દીવાનોને તક આપવાનો વખત નથી આવ્યો? ખરેખર, આ હક્ક ગેરવાજબી નથી. જો એંગ્લો ઈન્ડીઅનો એમ કહેતા હોય કે જનસમુદાયને માટે તેમનેજ વિશેષ કાળજી છે અને કેળવાયલો વર્ગ તેમને માટે નહીં પરન્તુ પદવી અને સત્તા માટેજ દરકાર રાખે છે તો હમે કોંગ્રેસ તરફ અને તેમાં થયલાં ભાષણો અને ઠરાવો જે પ્રજાના પ્રેમ અને તેના જીવનના જ્ઞાનથી ઉભરાય છે તેના તરફ લક્ષ ખેંચીશું. પોતાના દેશની ગરીબાંઇ તરફ તેમને અસહાય નિરાશાની દૃષ્ટિ નાંખવી પડે છે, એ તેમનો વાંક નથી. મી. જસ્ટીસ રહીમના શબ્દો અત્રે ટાંકવા યોગ્ય છેઃ—

"હિન્દુસ્તાનના કરોડો માણસોના સાચા હિતૈષી પ્રતિનિધિત્વ વિષે જો એવો હક્ક રજૂ કરવામાં આવતો હોય કે હિન્દી અમલદારો કે બિન અમલદારો કરતાં યૂરોપીય અમલદારો તેના વધારે સારા પ્રતિનિધિ

છે તો આવો અવિચારી હક્ક કેમ રજૂ કરવામાં આવ્યો તે સમજવું મુશ્કેલ છે. હિન્દુસ્તાનની ભાષાઓ ઉપર કાબૂ મેળવવાની અંગ્રેજ અમલદારોની અશક્તિથી અને તેમની રીતભાત અને વિચારશૈલીથી તેઓ સામાન્ય જનસમાજનથી એટલા પુરેપુરા જૂદા પડી જાય છે કે અસાધારણ રીતે સૂક્ષ્મ નજરવાળા બહુજ થોડા અમ્મલદારો આ ભેદને ઓળંગી શકે છે. બીજી પાસ કેળવાયલા હિન્દીઓને તો આ જ્ઞાન સહજ મળે છે અને પૂર્વમાં દઢ થયલા ધર્મરૂઢિના વિચારોથી જનસમાજ વિશે તેમનાં જ્ઞાન અને સહાનુભૂતિ જડવાદની પ્રધાનતાવાળા દેશો કરતાં વધારે સંગીન હોય છે. ”

અને એ પણ યાદ રાખવું જોઇએ કે—શક્તિની ન્યૂનતાને લીધે અમલદારી રાજતંત્ર નિષ્ફળ થયું નથી; કારણ કે બ્રિટિશ વેપારીઓ અને કારખાનાનાં માલિકોએ હિન્દુસ્તાનમાં પોતાનાં સ્વાર્થમાં અસાધારણ સફળતા મેળવી છે. પણ અમલદારી રાજતન્ત્ર આવી (પ્રજાની) બાબતોમાં રસ લેતી નથી. રશિયન રાજતન્ત્રે રશિયન જનસમાજના સુખની નહીં પણ તેની તાબેદારીની અને કરનીજ દરકાર કરી છે. અમલદારી રાજતન્ત્ર બધે ઠેકાણે એકસરખુંજ છે અને તેથી અમારી લડત મનુષ્યો સામે નહીં પણ પદ્ધતિ સામે છે. અમે બ્રિટિશ અમલદારોને સ્થાને હિન્દી અમલદારોને મૂકવા માગતા નથી. હમે સનદી નોકરીના અમલદારોથી ચાલતું રાજ નાબૂદ કરવા માગીએ છીએ.

## (છ) બીજા ધોરણે તપાસ.

હું બીજાં ત્રીજાં અને ચોથાં ધોરણ વિશે લંબાણથી કહેવા ઇચ્છતી નથી; કારણ કે એના જવાબ આપણી નજર આગળજ છે.

બીજું ધોરણ—સ્થાનિક સ્વરાજ્યઃ લૉર્ડ મેયોના વખતમાં (૧૮૬૯–૭૨) હિન્દી સરકારની એક હથ્થુ સત્તા કમી કરવાને કેટલાક પ્રયત્નો કરવામાં આવ્યા હતા, જેને મી. કીને “હોમરૂલ (!)” નું નામ આપ્યું હતું અને તેની રાજનીતિનું, નાણાંના વિષયને હાથ લગાડ્યા શિવાય, લૉર્ડ રિપને અનુસરણ કર્યું હતું—અને મી. કીન જેને “ હોમરૂલનાં બીજ ” કહે છે તેમાં તેણે “ જીવનતત્વ ” મૂકવાને પ્રયત્ન કર્યો હતો. આજે ૧૯૧૭ માં બંગાળમાં સ્થાનિક હોમરૂલના મર્યાદિત અને પ્રયોગરૂપ કાયદાની અજમાયશ કરવાની છે. જોકે ડીસેન્ટ્રલિઝેશન કમિટીનો રિપોર્ટ ૧૯૦૯

માં બહાર પાડવામાં આવ્યો હતો તો પણ હજી બિન અમલદાર સભાસદોની ચુંટણી બધે સ્થળે દાખલ કરવામાં આવી નથી. ખરેખર આ બીજા ધોરણથી પણ અમલદારી રાજતન્ત્ર નિષ્ફળ નીવડયું છે.

ત્રીજું ધોરણ—ધારાસભામાં સત્તાઃ મદ્રાસની ધારાંસભામાં ચુંટલાયલાં હિન્દી સભાસદો જે ભાગ ભજવે છે તેને એક સભાસદે "ફાર્સ" રૂપે વર્ણવ્યો હતો. વડી ધારાસભાના એક સભાસદે તેને "ભપકાદાર ડીબેટીંગ સોસાયટી" (વાદવિવાદની મંડળી) કહી હતી. ચુંટાયલા હિન્દી સભાસદોએ રજૂ કરેલા, પસાર થયલા અને ન પાસ થયલા ઠરાવોનું જે કોષ્ટક થોડાક વખત ઉપર ઘડવામાં આવ્યું હતું, તેથી આ તીખાં વિશેષણો સાધાર ઠર્યા છે. મિન્ટો-મોર્લીના સુધારાના સમ્બન્ધમાં તો પાર્લામેન્ટના કાયદાથી જે લાભ આપવાનો ઇરાદો સૂચવવામાં આવ્યો હતો તેને રદ્દ કરવામાં અમલદારોએ ઘણીજ બાહોશી બતાવી પણ ધારાસભાઓમાં હિન્દીઓને વ્યાજબી સત્તા આપવાની બાબતમાં પણ અમલદારી રાજતન્ત્ર નિષ્ફળ ગયું છે.

ચોથું ધોરણ—ઉંચી નોકરીઓમાં હિન્દીઓનો પ્રવેશઃ આ વિશે વિચાર કરવાને નિમાયલા કમિશનનો રિપોર્ટ પસાર કરવામાં નામરજી બતાવવાને સરકારને કાંઇ ખાસ વિનાશક રાજનીતિ અખ્ત્યાર કરવાની જરૂર પડે એમ નથી; કારણ કે-તેમના હક્ક અને પદવીનું રિપોર્ટ સમર્થન કરે છે.

મી. ગોખલેએ મૂકેલાં ધોરણોમાં અમે એક ઉમેરીએ:—તે રાજતન્ત્રનું ખર્ચ વધારવાની સરકારની સફળતા—એ છે. અને તેમાં તો આપણું રાજ બહુજ ફત્તેહ પામેલું ગણી શકાય. આ વર્ષની આવકનો અંદાજ ૮૬૧,૯૯૬,૦૦૦ પૌંડનો છે, ખર્ચનો અંદાજ ૮૮૫,૭૨૧,૦૦૦ પૌંડનો છે. કુલ આવકના અર્ધા ભાગથી પણ વધારે ખર્ચ રાજતન્ત્રનો છે.

| | | | પૌંડ. |
|---|---|---|---|
| દિવાનીખાતાંઃ—પગારનો ખર્ચ | ... | ... | ૧૯૩,૨૨૩,૦૦૦ |
| ,, પરચૂરણખર્ચ | ... | ... | ૫૨,૮૮૩,૦૦૦ |
| લશ્કરી નોકરો | ... | ... | ૨૩૧,૬૫૯૦૦૦ |
| | | બધું મળીને | ૪૭૭,૭૨૫,૦૦૦ |

હિન્દમાં રાજતન્ત્રના આ અસાધારણ ખર્ચનો ઘટાડો કરવો, એ વધારેમાં વધારે અગત્યનો સુધારો છે. પણ આપણે જ્યાં સુધી "હોમ-રૂલ" મેળવીશું નહીં ત્યાં સુધી તે અમલમાં આવશે નહીં.

એ તો સ્પષ્ટ રીતે જણાશે કે હોમરૂલની માગણી માટે બીજાં ગૌણ કારણો પણ ઘણાં વજનદાર છે અને જે ગરીબાઇથી પ્રજાનું આયુષ્ય ટુંકુ થયું છે અને મરણનું પ્રમાણ વધ્યું છે, વ્યાધિનો પ્રસાર થયો છે અને જમિન વધારે કસ વગરની થતી જાય છે, તેજ ગરીબાઇથી આપણી પ્રજા દેવાળું કાઢતી અટકે એને માટે હિન્દને 'હોમરૂલ' મળવાની જરૂર છે. ઇતિહાસના જે વિદ્યાર્થી હિન્દી પ્રજાની હાલની ગરીબાઈ જુએ છે તેમને તો સ્પષ્ટજ છે કે—ભૂખમરાનું હુલ્લડ અટકાવવું હોય તો જનસમાજની સ્થિતિમાં કાંઇક મહત્વનો સુધારો કરવો જોઇએ. આ આર્થિક સ્થિતિનાં ઘણાં કારણો છે અને પરદેશી રાજતન્ત્રમાં સમજની આવશ્યક ન્યૂનતા, એ તેમાંનું એક છે. પશ્ચિમને અનુકૂળ થાય એવી રાજપદ્ધતિ પુર્વના દેશ ઉપર જોરથી બેસાડવામાં આવી તેથી પ્રજાનાં સ્વાતન્ત્ર્ય અને સમાનતા સાચવતી સંસ્થાઓનો નાશ થયો અને જે આપખુદી પદ્ધતિ લોકોને નવીન અને ત્રાસજનક લાગતી તેનો અમલ થવાથી તેઓ ગભરાયા અને અધોગતિ પામ્યાં. જે પરિણામ આવ્યું છે તેમાં પ્રત્યારોપ માટે નહીં પરન્તુ સુધારા માટે સ્થાન છે. સુસંસ્કૃત પ્રજા ઉપર પ્રતિકૂળ બન્ધારણનું દબાણ કરવામાં આવે તે નિષ્ફળજ જાય. ખરૂંજ કેહેવામાં આવ્યું છે કે:—ગરીબ લોકો બંડ ત્યારેજ ઉઠાવે છે કે જ્યારે તેના ભય કરતા ભૂખમરાનું દુઃખ વધારે અસહ્ય હોય છે. જમિનના ઘટતા જતા પાકને લીધે અને ગામડાંના ઉદ્યોગોના નાશને લીધે કરોડો હિન્દીઓ જે દુઃખ દરરોજ પામે છે તે અટકાવવાનેજ આપણે "હોમરૂલ"ની માગણી કરીએ છીએ.

## વહીવટી સુધારાઓ.

આ સુધારાઓના નીચે મુજબ ભાગ છે:—

(૧) હિન્દી સરકારમાં થવા જોઇતા સુધારા.

(૨) પ્રાંતિક સરકારોમાં થવા જોઇતા સુધારા.

(૩) સ્થાનિક સ્વરાજ્ય સંબંધમાં થવા જોઇતા સુધારા.

હું આ વિભાગો રાજ્યતન્ત્રનું બન્ધારણ તેના પાયામાંથી રચવા માટે ઉલટા ક્રમમાં તપાસવા માગું છું, કે જેથી તે આખું એક સંયુક્ત બન્ધારણ જણાય અને તેના વિભાગો એક બીજાના આધાર ઉપર રહે. પણ હું શરૂઆતમાંજ ભૂલ ન થાય તે માટે કહીશકે ગયા વર્ષે કોંગ્રેસ–લીગની યોજના મુજબ માગવામાં આવેલા ફેરફારો જો કરવામાં આવે નહીં તો સ્થાનિક સ્વરાજની કોઈ પણ યોજના કાર્યસાધક નીવડે નહીં એ યોજના તે તેના નામને યોગ્ય અમારા ઓછામાં ઓછા પ્રમાણના સુધારાઓ છે. લોર્ડ રિપનના વખતથી સ્થાનિક સ્વરાજ થાટે થયલી લાંબી અને અફળ માગણીઓએ છેવટે એવું સાબિત કર્યું છે કે–તમને બિનપ્રતિનિધિત્વવાળી પ્રાંતિક ધારાસભાઓવાળું અથવા હાલમાં આપણી બંગાળા શિવાયની, સરકારી અને નીમાયલા સભાસદોના વધુ તત્વવાળી, સંપૂર્ણ બ્રિટિશ વહિવટવાળી અથવા એક વિરૂધ્ધ ચાર બ્રિટીશ વધુ મતવાળી કારોબારી સભાઓ, જેમાં એકલો અટુલો હિન્દી સભાસદ જે વાંધા ભરેલાં પગલાંઓ અટકાવવા અશકત હોય તે ઉપર ઢાંકાપિછેડો કરે છે, તેવી સભાવાળું સ્થાનિક સ્વરાજ્ય મળે તે સારવગરનું છે. કારણ કે એક રોગીષ્ટ અથવા બિન કેળવાયલા મગજવાળાં શરીરને નિરોગી કહેવું એ અર્થરહિત છે. નિરોગી શરીર માટે સારે માર્ગે દોરવનારૂં અને દેખરેખ રાખનારૂં નિરોગી મગજ હોવું જોઇએ. હિન્દીઓની રાજ્ય ચલાવવાની શકિતના સમ્બન્ધમાં શંકાશીલ એવું તે વિદેશી વહીવટમંડળ સ્થાનિક સભાસદોની શકિતઓ કરતાં, સરકારી નિયમો અને અંકુશોનોજ વિચાર કરે છે. આ સદીમાં વડીમા જેવા ધારાઓથી આપણે કંટાળી ગયા છીએ, જો એંગ્લો–ઇંડિયનો આપણને બચ્ચાંઓ ગણતા હોય તો–બહુ સારૂં. બચ્ચાંઓ જ્યાં સુધી પડી આખડીને સમતોલપણું સાચવતાં શીખે ત્યાં સુધી તેમને પોતાની મેળેજ ગબડવા દો, ઉઠવા દો અને ચાલવાના યત્ન કરવા દો અને પછી પાછાં નીચે આથડવા દો. પરન્તુ દોરવનારી દોરીઓથી તો તેઓ હમેશાં નમતાં પગલાં પાડશે. પરન્તુ મને સ્હેજ કહેવા દો કે—જ્યાં જ્યાં હિંદીઓને પ્રમાણિકપણે કસોટીએ ચઢાવેલાં છે ત્યાં ત્યાં તેઓ હમેશાં ફત્તેહમંદ નીવડયાં છે. જો હિન્દ અને ગ્રેટ બ્રિટનની સરકારો, અધિકારીઓના દબાણ નીચે, સ્થાનિક સ્વરાજથી શરૂઆત કરે અને એ ખાતામાં અથવા બીજાં ખાતાં-

ઓમાં કાંઈ નહીં તો કોંગ્રેસલીગની યોજનાને સમ્મતિ આપ્યા પહેલાં, લાયકાતની માગણી કરે તો સમજવું કે તેઓ વખત કાઢે છે અને આગળ કાંઈ પણ પગલાં ભરતા નથી; અને હું હિન્દ અને બ્રિટનની સરકારોને તદ્દન સ્પષ્ટપણે અને સારી બુદ્ધિથી કહીશ કે—હિન્દ તેના પોતાના હક્ક માગે છે અને બક્ષિસો માટે ભિક્ષા માગતું નથી. તે શાથી સન્તોષ માનશે એ તેને પોતાને કહેવાનું છે—મારા કથનની પુષ્ટિ માટે હું ગ્રેટબ્રિટનના વડા પ્રધાનના શબ્દો તરફ ધ્યાન આપવા વિનંતિ કરીશ—અને બીજી કોઇ સત્તાએ તેને (હિન્દને) કહેવાનું નથી કે—"આટલે સુધી અને આગળ નહીં". આ લાગણીમાં ગ્રેટબ્રિટનનું પ્રજાતન્ત્ર આપણને અનુમોદન આપે છે; મિત્રરાજ્યો જેઓ મી. એસ્કવીથે કહ્યું છે તે મુજબ, "સ્વતન્ત્રતા શિવાય બીજા કશા માટે" લડતાં નથી, તેઓ આપણને ટેકો આપે છે; અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસનું મહાન્ રિપબ્લિક્ આપણને પુષ્ટિ આપે છે. બ્રિટન તેના પોતાના ઐતિહાસિક સંપ્રદાયોને ખોટાં પાડી શકશે નહીં. અને આખા જગતની દૃષ્ટિમાં સ્વતન્ત્ર પ્રજાતન્ત્ર કે જેનું તે કીર્તિવાન મુખ્ય રાજ્ય છે તેને લજવાવીને પોતાના રાજ્યદ્વારી નેતાઓના કથનો વિરૂદ્ધ જઈ શકશે નહિં.

## પ્રજાતન્ત્ર માટે શું નાલાયક ?

આપણને વારંવાર ખાત્રી આપવામાં આવે છે—અને તે સાંભળતા આપણે થાકી ગયા છીએ—કે હિન્દ હમેશાં અનેક જાતનાં અનિયંત્રિત અમલ હેઠળ રહેલું હોવાથી પ્રજાશાસક સંસ્થાઓ માટે તદ્દન નાલાયક છે. પરંતુ ઇતિહાસકારોની સાચી હકીકત ઉપર રચાયલો અભિપ્રાય તેવો નથી. હિન્દી સનદી નોકરોના ખોટા વિચારો ઉપર બન્ધાયેલો અભિપ્રાય તેવો હોય. ના. વાઇસરૉયને અને રાઇટ ઑન. મી. મોન્ટેગ્યુને હોમરૂલ લીગો તરફથી અર્પણ કરવામાં આવેલાં માનપત્રોમાં યોગ્ય રીતે જણાવવામાં આવ્યું છે તે મુજબઃ—

"પ્રજાતન્ત્ર એ હિન્દ માટે પ્રતિકૂળ છે એવી દલીલ કોઇ પણ હકીકતથી વાકેફ માણસ રજુ કરે નહિં. મેઇન અને બીજા ઇતિહાસકારો એ બિનાનો સ્વીકાર કરે છે કે—પ્રજાકીય સંસ્થાઓ મૂળે આર્ય છે. અને આર્ય લોકો બહાર ગયા તેમની સાથે હિન્દમાંથી તે યૂરોપ તરફ પ્રસરી છે. પંચાયતો—ગ્રામ્ય પ્રજાતન્ત્રો—હિન્દની સૌાથી સ્થાયી સંસ્થાઓ

હતી; અને ઈસ્ટ ઈંડિયા કંપનીના અમલના દબાણ નીચેજ છેલ્લા સૈકામાંજ તે નષ્ટ થઇ હતી. તેમનું જ્ઞાતિઓમાં હજી પણ અસ્તિત્વ છે કારણ કે દરેક જ્ઞાતિ પોતાને માટે એક સંપૂર્ણ પ્રજાતન્ત્ર રચે છે, જેમાં એકજ માણસના સમ્બન્ધીઓ રાજા અને ખેડુત હોઇ શકે. સામાજિક પદવી જ્ઞાન અને ધંધા જેટલી ધન અને ખેતાઓ ઉપર આધાર રાખતી નથી. હિન્દના આત્મામાં અને તેની ભૂતકાળથી ચાલતી આવેલી અને વર્તમાનકાળમાં તેની સત્તા નીચેની સંસ્થાઓમાં પ્રજાતન્ત્રજ રહેલું છે. ”

આ સમ્બન્ધમાં પ્રસિદ્ધ અંગ્રેજોના કથન પણ સાક્ષી પૂરે છે. છેક ૧૮૬૪ ની સાલમાં સર જૉન લૉરેન્સે કહ્યું હતું કેઃ—

“ હિન્દના લોકો તેમનો પોતાનો વહિવટ ચલાવવાને તદ્દન લાયક છે અને નાગરીય લાગણી તેમનામાં ઊંડા મૂળ નાંખી રહેલી છે. પ્રજાસત્તાક રાજ્યો જેવાં ગ્રામ્યમંડળો હિન્દની સૌથી સ્થાયી સંસ્થાઓ છે. હિન્દમાં આપણી હાલની સ્થિતિ જોતાં, આપણી ફરજ અને રાજનીતિનો હરેક વિચાર દેશનો વહીવટ બને તેટલો પ્રજાના હાથમાં રહેવા દેવા પ્રેરે છે.

સર બાર્ટલ ફ્રીઅરે, ૧૮૭૧ માં લખ્યું હતું કેઃ—

“ હિન્દી સમાજનું કામકાજ જેણે તપાસ્યું હશે તે જોઇ શકશે કે–રિફોર્મ ઍકટ જેવા કાયદાઓની રૂઇએ માત્ર ચુંટણીથીજ નહીં પણ એક રીવાજ તરીકે યોગ્ય રીતે પ્રજાના દરેક વર્ગના વિચારો રજુ થાય તથા સરકારની આગળ રજુ કરવાની કોઈ બાબતમાં કઇ મુશ્કેલી હોય ત્યારે તે અન્દર અન્દર ચર્ચાય એવું તે સમાજનું વલણ છે. જ્યારે કોઇ જાતભાઇને માન આપવાનું કે શિક્ષા કરવાનું હોય ત્યારે હમેશાં નાતની સભા મળે છે અને જાતિવાર કે અમુક સંખ્યાવાર મત આપવાને જૂદા જૂદા પ્રકારની સભાઓમાં અસલના સૅકસનોની માફક લોકો એકઠા થાય એ મને તેમનું ખાસ લક્ષણ લાગે છે.

મિ. ચીસોમ એન્ટીએ જણાવ્યું છે તે પ્રમાણેઃ—

“મ્યુનિસિપાલીટી અને પાર્લામેન્ટની રાજ્ય સંસ્થાઓ માટે પૂર્વના લોકોને તાલીમ આપીને તૈયાર કરવાની અને એવી બીજી વાત આપણે જ્યારે કરીએ છીએ ત્યારે આપણે આ દેશમાં (ઇંગ્લંડમાં) ભૂલી જઇએ છીએ કે પૂર્વમાં તો મ્યુનિસિપાલીટીની જન્મભૂમી છે. પૂર્વમાં સ્થાનિક સ્વરાજ્ય તેના

અતિશય વિશાળ અર્થમાં—પૂર્વ જેટલુંજ જૂનું છે. પૂર્વમાં રહેતી પ્રજાઓનો ધર્મ ગમે તે હોય પણ તેનો એક એવો પ્રદેશ નથી કે જે મ્યુનિસિપાલીટીઓથી ઉભરાતો નથી. આ ઉપરાંત જુના વખતની આપણી મ્યુનિસિપાલીટીની માફક તે એવા સરસ જાળમાં ગુંથાઈ ગઈ હોય છે કે જેથી એક તૈયાર પ્રતિનિધિતંત્ર તમને મળી આવે છે."

હું આવા બીજા ઉતારાઓ આપી શકું પણ તેની શી જરૂર છે? શાણા લોકો તે બધું જાણે છે. બીજા તો આપણે ગમે તેટલા જોરથી રણસિંગડું વગાડીશું તો પણ કબુલ કરશે નહિ.

આ પ્રસ્તાવિક વચનો પછી હું હવે

## સ્થાનિક સ્વરાજ્યમાં સુધારા

એ વિષય ઉપર આવ્વું છું.

### (क) સામાન્ય સિદ્ધાન્તો.

આપણે ત્રણ પ્રકારના ક્ષેત્ર વિષે વિચાર કરવાનો છે. (૧) ગામ. (૨) થોડી કે વધારે જમીન અથવા વધારે અન્તરથી છુટા પડેલા ગામડાનું મંડળ: આ મંડળ તેની વચ્ચે આવતી જમીન સાથે મળીને વ્યવસ્થા સારૂ બીજો પ્રદેશ બને છે. (૩) મોટે ભાગે પાસે પાસે આવેલા તાલુકા અથવા તાસીલનો અને તેની સાથે સરકારની માલીકીની પડતર અને જંગલની જમીનના પ્રદેશનો જીલ્લો બને છે.

જુના વખતના વર્ગીકરણનું આમાં રસિક સંસ્મરણ આપણને થાય છે; દરેક ગામડા ઉપર મુખી હતો; દસ ગામડાંના જથ્થા માટે એક વધારે ઉંચાવર્ગનો મુખી હતો. સો ગામડાનો એક વધારે ઉંચો મુખી હતો. અને તેની ઉપર પણ તેજ પ્રમાણે હતું. જુના વખતના લોકોને આવું નિયમિત ધોરણ પસંદ હતું; તેમને વ્યવસ્થિત ભાવનાઓ ગમતી હતી.

ગામડામાં ઘરમાં રહેનાર સર્વે—તેઓ માલીક હોય કે કબજેદાર હોય તેમને મત આપવાનો અધિકાર હોવો જોઇએ જેથી "જેની સાથે બધાનો સ્વાર્થ સન્ધાયલો છે તેનો નિર્ણય તે બધા કરે." આથી ગામડાના રહીશ—સ્ત્રી કે પુરૂષને દેશના રાજતંત્રમાં હક મળે છે પણ મતદારના નિકટના પ્રશ્નોનો વિચાર કરવાને પ્રતિનિધિઓ નીમવાનીજ સીધી સત્તા તેને મળે છે. બીજી પાસ ઉંચા મન્ડળોની મારફત આખા દેશના રાજ્યની સાથે આડકતરી રીતે તે સંબંધ ધરાવે છે. આગળ ઉપર જ્યારે કેલવણી અને

અનુભવનો વિસ્તાર થશે ત્યારે વડી તેમજ પ્રાન્તિક ધારાસભાની ચુંટણીમાં મત આપવાનો દરેક માણસને હક રહેશે. ઇંગ્લંડના ઇતિહાસમાંથી આપણે સાર ગૃહણ કરી છીએ અને તેથી સ્થાનિક સભા શિવાય બીજા મન્ડળની ચુંટણીમાં સીધી રીતે મત આપવાનો હક્ક આપણે મજુર વર્ગને આપતા નથી. તાલુકા બૉર્ડનુંજ મતદાર મન્ડળ પ્રન્તિક ધારાસભાને માટે પણ આપણે રાખીશું.

પછી કાર્ય અને સત્તાની વહેંચણી આપણે એ સિદ્ધાંત પર કહીશું કે જે ચીજ માત્ર ગામડાઓ સાથે સંબન્ધ ધરાવતી હોય તેમાં વહીવટ ગામડાનોજ હોવો જોઇએ. પણ જ્યાં ગામડાનું કાર્ય વધારે વિશાળ કાર્યના ભાગ રૂપ હોય ત્યાં એવાજ વિશાળ પ્રદેશમાં સત્તા ધરાવતી સંસ્થાએ આખા કાર્યની યોજના ઘડવી જોઇએ અને તેનો ગામડાને લગતો ભાગ ત્યાંના મંડળને સોંપાવો જોઇએ અને તેની વ્યવસ્થા માટે તે મંડળ ઉપરી સંસ્થાને જવાબદાર હોવું જોઇએ. આપણે એક નિશાળને ઉદાહરણ તરીકે લઇએ અને એમ ધારીએ કે આખી પ્રજાની કેળવણીની યોજના પ્રાન્તિક સરકારનું કેળવણી ખાતું ઘડે અને પ્રાન્તિક ધારાસભા તેને મંજુર કરે. તેમાં પ્રાન્તિક યુનિવર્સિટી કે કૉલેજો, હાઇસ્કુલો, માધ્યમિક શાળાઓ, પ્રાથમિક શાળાઓ, એ બધાનો સમાવેશ થાય. હરેકની સાથે તેના સરખા ધોરણના હસ્તશિક્ષણના વર્ગો જોડાયલા હોય અને તેમાં વળી સામાન્ય હસ્તશિક્ષણના અને આજીવિકા સારૂ ધંધા તરીકે કારખાનામાં વિશેષ તાલીમ આપવાના વર્ગો હોય. દરેક ગામડામાં પ્રાથમિક શાળા હોય અને તે ગામમાં ચાલતા ધંધા શીખવાને કારખાના પણ તે નિશાળની સાથે હોય; ઘણું ખરૂં દરેક ફીરકામાં ( મેહેસુલ સર્કલમાં ) એક માધ્યમિક શાળા હોય અને ઘણા ખરા તાલુકાઓમાં એકથી વધારે હોય. દરેક જીલ્લામાં એક અથવા વધારે કૉલેજ હોય, દરેક પ્રાન્તમાં એક અથવા વધારે યુનિવર્સીટી હોય. પણ ગામડાની પંચાયત પોતાની હદમાં આવેલી પ્રાથમિક શાળા માટે અને આગળ જઈ શકે એવા છોકરા અગર છોકરીઓને ફીરકાની માધ્યમિક શાળા સુધી પહોંચાડવા માટેજ જવાબદાર રહે આથી ગામડા વિશાળ જીવનના સંબન્ધમાં આવશે. પણ પંચાયતતો પોતાની નિશાળનીજ વ્યવસ્થા કરશે અને આખા પ્રાન્તના કેળવણીના તંત્રનો પોતાનો હિસ્સો સફળ થાય એવી દેખરેખ રાખશે.

## ( ખ ) પંચાયત.

હિન્દમાં ઘણા પુરાતન કાળથી, ઘણાજ વ્યવસ્થિત ધોરણપર રચાયેલાં ગ્રામ્ય મંડળોનું અસ્તિત્વ સામાન્ય રીતે જાણતું છે અને દક્ષિણમાં ગયા સૈકાસુધી અને બ્રહ્મદેશમાં હાલના વખત સુધી જે ગ્રામ્યજીવન ચાલતું હતું તેની ફરીથી ઘટના કરી શકાય એવાં ઘણા શિલાલેખો અને નોંધ-પોથી આ દેશના કેટલાક ભાગમાંથી મળી આવ્યાં છે. સર થોમસ મન્રા-ની વ્યક્તિવાર રાયતવારી પ્રથાથી આં સંસ્થાને ઘણી હાની પહોંચી અને તે ૧૮૨૦ થી નિર્જીવ થતી જાય છે. મી. સી. પી. રામસ્વામી આયર આગળ ટાંકેલા એક લેખમાં જણાવે છે:—

"કૌટિલ્યના અર્થશાસ્ત્રના ત્રીજા પુસ્તકના ૧૦ માં પ્રકરણમાં ગામ-ડાના લોકો એ સંસ્થાના અંગ તરીકે જાહેર હિતના બાંધકામ કરતા હતા એમ જણાવ્યું છે; અને પ્રૉફેસર ર્‌હીસ ડેવીસ જણાવે છે કે: "મહોલ્લા અને ધર્મશાળાઓ બાંધવામાં, પોતાની અને પાસેના ગામની વચ્ચેના રસ્તા સમારવામાં અને બાગ પણ રચવામાં ગામડાંના લોકો સાથે મળીને કામ કરતા હતા એવું વર્ણન બુદ્ધ ગ્રંથોમાં જોવામાં આવે છે." ( મી. પી. બૅનરજીકૃત "પ્રાચીન હિન્દમાં રાજકીય વહીવટ" ના ગ્રંથનું પાનું ૨૯૩ નોંધ બીજી જુઓ ) હાલ મ્હૈસુરના ઘણા જીલ્લાઓમાં ગામડાના રહે-વાશીયો જાહેર બાંધકામ માટે દર અઠવાડીએ થોડો કલાક મફત મજુરી કરે છે અને આ બધા કામની કુલ કિંમત આશ્ચર્યજનક હોય છે." અર્થ-શાસ્ત્રના સમયમાં (ઇ. સ. પુર્વે ચોથા સૈકામાં ) ગામ, વહીવટની પધ્ધતિનું એક અગત્યનું અંગ અને રાજ્યની આખી ઇમારતના પાયારૂપ હતું. ગામડાની અદાલતોના ફોજદારી ન્યાયના વહીવટ સમ્બન્ધી સીલોનમાં જડેલા શિલાલેખ ઉપરથી જણાય છે તે પ્રમાણે તે સમયમાં ગામડાનું તન્ત્ર માત્ર વહીવટનુંજ નહિ પણ ન્યાયનું પણ કામ કરતું. મદ્રાસની સરકારને ન્યાયની ખાતર કહેવું જોઇએ કે સર ટી. મન્રો—જે પુરો વ્યક્તિવાદી હતો—તેની સામે થઇને મદ્રાસના બોર્ડ ઑફ રેવેન્યુએ ગયા સૈકાની શરૂઆતમાં ગામડાંની સંસ્થાઓની સત્તા કાયમ રહે તેવી ઇચ્છા રાખી હતી. પણ સર ટોમસ મન્રોનુ ધાર્યું થયું અને ગામડાના બન્ધારણ નિર્જીવ થઇ ગયાં.

"ગામડાના સુધારાની યોજના વિષે મ્હૈસુરના રાજ્યવહીવટના છેલ્લા રીપોર્ટ ( ૧૯૧૫-૧૬ )માં ( પાનું ૨૭૮ ) જણાવવામાં આવ્યું

છે કે "તે વર્ષમાં ગામડાંના લોકોએ પૈસા આપીને કે મજુરી કરીને રૂ. ૪૭,૦૮૩ નો ફાળો આપ્યો" અને સરકારે રૂ. ૫૪,૯૭૮ મદદ રૂપે આપ્યા. તેમાં જણાવ્યું છે કેઃ

આ કામમાં ગામડાંની કમિટીઓએ સારો રસ લીધાં કર્યો હતો અને નિશાળનાં મકાનો બાંધવાનું, કુવા ખોદવાનું, રસ્તાઓ બનાવવાનું, લંટાના સાફ કરવાનું, ઝાડ રોપવાનું અને એવું જાહેર બાંધકામ તે કમિટીઓની મદદથી આખા રાજ્યમાં કરવામાં આવ્યું હતું.

"ગામડાંની કમિટીઓએ કરેલા કામનો હિસાબ લેવાને, ગામડાંની પ્રજાની જરૂરીઆતોની ચર્ચા કરવા અને ગામડાંની આર્થીક અને આરોગ્યની સ્થિતિ સુધારવાના માર્ગને યોજવાને અને કાર્યક્રમ ઘડવાને" આ કમિટીઓની પરિષદો ચાર જીલ્લામાં ભરવામાં આવી હતી. જુની રૂઢિ મુજબ કરવાના ગામડાના આ કાર્યમાં ત્યાંના રહીશો ખુશીથી ભાગ લે છે અને ઉપર જણાવ્યા પ્રમાણે ગામડાંના સુધારા માટે ચોકસ નિયમસર મફત મજુરી કરે છે. ગામ વિષે પોતાની ધર્મની બુધ્ધિ હજી પણ ટકી રહી છે અને મ્હેસુરની સરકારે તેનો લાભ લઈ, તેને સબલ કરી છે.

ગામડાંના ખાસ લક્ષણો આ હતાંઃ પાકની અને ઘાસની ઘણી જમીનની વચ્ચે ઘરનો જથ્થો હતો; દરેક રહીશને ઘર, આંગણું અને વાડી માટે મફત જગ્યા મળતી. ગામનું તન્ત્ર અમલદારો અને કારીગરોનું બનેલું હતું—તેઓ બધાનું કામ મફત કરતા, અને તેના બદલામા તેમને જમીન અને પાકના અમુક અમુક હિસ્સા આપવામાં આવતા. આવા માણસો, મુખી, તલાટી, ચોકીદાર—જેને પોલીસનાં કેટલાંક કામ સોંપવામાં આવતાં, સીમાડાની દેખરેખ રાખનારો માણસ, તળાવ અને બીજા જળપ્રવાહોનો સુપ્રીન્ટેન્ડન્ટ, પુજારી, શિક્ષક, જોશી, વૈદ્ય, ગવૈયો, કવિ, નાયકીણ, હજામ, ધોબી, ગાય રાખનારો, કુંભાર, લુહાર અને સુથાર હતા. ઘડામાંથી ટીકીટો ખેંચીને ચુંટએલી ગામની પંચાયત બધો વહીવટ કરતી અને જુદાં જુદાં કામ માટે કમીટીઓ નીમતી. જમીન સર્વેની ગણાતી અને વખતોવખત તેની ફરીથી વહેંચણી કરવામાં આવતી. બધા રહીશોને મત હતા એમ જણાય છે પણ પંચ (પંચાયતના સભાસદ) નીમાવાને કેટલીક પ્રકારની યોગ્યતા જરૂરી ગણાતી.

શહેનશાહ સાતમા એડવર્ડે ૧૯૦૭ માં નીમેલી ડીસેન્ટ્રેલીઝેકશન કમીટી—જેમાં પાંચ અંગ્રેજ હતા અને એક—રોમેશ ચન્દ્રદત્ત હિન્દી હતો—તેના રીપોર્ટમાં (ભાગ ત્રીજો, પ્રકરણ ૮, કલમ ૬૯૪ માં) આપણે જોઇએ છીએ કેઃ—

હિન્દના મોટા ભાગમાં રાજ્યબંધારણનું મૂળ ગામડું જ છે અને તેમાંથી મોટાં વહીવટનાં તન્ત્ર બધાય છે.

ગામડું "રૂઢિના નિયમોને અનુસરે છે અને તેમાં અધિકારી, કારીગરો અને વેપારીઓનો વર્ગ હોય છે" એવું વર્ણન ગેઝેટીઅરમાં અને ઉપર જણાવ્યા પ્રમાણે ઘણાં જુનાં પુસ્તકોમાં પણ આપ્યું છે. રીપોર્ટ જણાવે છે કે આ ગામડાં "પહેલાં ઘણે અંશે સ્થાનિક સ્વાતન્ત્ર્ય ભોગવતાં," પણ

"હવે સ્થાનિક ફોજદારી અને દીવાની અદાલતો સ્થપાયાથી, હાલની મહેસુલની અને પોલસની પ્રથાથી, ગામડાંઓ વચ્ચે આવજાવ વધવાથી, વ્યકિતવાદના વિકાસથી, વ્યકિતના ઉપર રચાયેલી જે રૈયતવારી પધ્ધતિ હિન્દની ઉત્તરમાં પણ પ્રસરતી જાય છે તેનાથી આ સ્વતન્ત્રતા નષ્ટ થઇ ગઇ છે. છતાં ગામડું વહીવટનું પહેલું અંગ છે, ગામડાના મુખ્ય અધિકારીઓ—મુખી, તલાટી, અને ચોકીદાર—તેમને હજી પણ સરકાર ઉપયોગમાં લઇ પગાર આપે છે, અને હજી પણ ગામડાનાં સામાન્ય હિત માટે લાગણી કેટલેક અંશે રહી છે."

"સરકાર પગાર આપે છે"—આ શબ્દોજ જુની ગ્રામ્ય પ્રથાનો નાશ સમજાવવાને બસ છે. અમલદારો, વધારે ઉંચા અમલદારના—નાયબ તાસીલદાર, તાસીલદાર, ડેપ્યુટી કલેકટર કે કલેકટરના—નોકર બન્યા અને તેઓ માન કે શિરપાવની આશા ગામડાની પાસેથી નહિ પણ તેમની પાસેથીજ રાખે છે. આથી તેઓ ગામડાના નોકર મટી ગામડાંના શેઠ બને છે અને તેથી ગામભાઇઓ તરફ જવાબદારી—જે ગ્રામ્ય સંસ્થાનો આત્મા છે—તે નષ્ટ થઇ.

બ્રિટીશ રાજતંત્રથી ગામડાનુ બંધારણુ વીખરાઈ ગયુ છે એમ કબુલ કરવામાં આવે છે પણ રીપોર્ટમાં તેની ફરીથી રચના કરવાની ભલામણ કરવામાં આવી છે. એમ જણાય છે કે એક સાક્ષીએ મોટો પ્રશ્ન ઉઠાવ્યો હતો કે ગામડામાં કેળવણી અને સ્વાતંત્ર્યની બુદ્ધિનો એટલો વિકાસ થયો

છે કે તેને કાંઇ પણ સ્વાતંત્રતા આપી શકાય. આ સવાલમાં અમલદારનો આત્મા બોલે છે. હજારો વર્ષથી ગામડાએ સ્વતંત્રતા ભોગવી છે. હુમલાઓ, રાજ્યની ફેરબદલ, કાળની ગતિ એ બધું છતાં પંચાયતો ટકી શકી હતી; સાક્ષીના મત પ્રમાણે ૧૫૦ વર્ષના બ્રિટીશ અમ્મલથીજ તે ગામડાઓ પોતાનું રાજ્ય ચલવાને નાલાયક થઇ ગયા છે. જે અમલ ઉન્નતિકારક મનાય છે તેની નીચે આવી અજાયબી ભરેલી અધોગતિ કેમ થઈ ગઇ ? કારણ કે અમલદારી રાજતન્ત્રના લોઢાના જેવા યન્ત્રમાં જે તેને માફક ન આવે તે કાઢી નાખવું પડે. ગામડાંના લોકોને અનુકુળ થાય તેવી રૂઢીઓ તેઓ અનુસરતાં હતાં, પણ તે કલેકટરને પસંદ ન હતી અને તેથી તે ખરાબ ગણાઈ. હોમ રૂલ મળેજ ગામડાના રાજતન્ત્રનું પુનર્જીવન થશે.

છતાં પંચાયતનો વિકાસ રીપોર્ટમાં ઇષ્ટ ગણવામાં આવ્યો છે અને જણાવ્યું છે કે (૧૩૫ કલમ);—

"અમે માનીએ છીએ કે જેમ સ્થાનિક સ્વરાજ્યની વિશાળ ગામડામાં પંચાયતથી સ્થાપના થવી જોઇએ તેમ બીજા પગલા તરીકે જીલ્લાથી મોટા કદના વિભાગ માટે મન્ડળો રચવાં જોઇએ. તેમ જીલ્લા સંસ્થાઓના મુખ્ય પ્રતિનિધિ તરીકે બધેસ્થલે જીલ્લાની પેટા બોર્ડ સ્થપાય એ જોવા અમે ઇચ્છીએ છીયે.

દુરભાગ્યે, આ ભલામણ એવી શરતે કરવામાં આવે છે કે તે ગમે તેવા સારા હેતુથી કરવામા આપી હોય તો પણ તે આવા પ્રયોગને પૂરેપૂરો નિષ્ફળ બનાવે. કારણ કે રીપોર્ટમાં જણાવ્યું છે કે પંચાયતો જીલ્લાના અધિકારીઓની દેખરેખ નીચેજ હોવી જોઇએ. ગામડાના તંત્રની તપાસ રાખવી ગે તાસીલદાર અને સબડીવિઝન અમલદારોનું એક મુખ્ય કાર્ય હોવું જોઇએ.

બાળકના હાથ પગ બાંધી રાખો અને પછી તેને પોતાની મેળે ચાલતાં શીખવા દો. જો તે ફતેહમન્દ ન થાય તો બાળકને દોષ દેવો. બાળક છુટુ હશે તો તે પડીઆખડીને સમતોલ ચાલવા શીખશે. બાંધી રાખેલું બાળક નિર્બળ થશે અને કદીપણ ચાલશે નહિ.

હું આશા રાખું છું કે મદ્રાસની ધારાસભાપર પંચાયતના સંબંધનું બીલ દાખલ કરવાને મી૦ સી. ટી. રંગાચારીએ વ્યર્થ પ્રયત્નો કર્યા.

તેના ધોરણપર એક કાયદો પસાર કરાવીને આપણા હિન્દી વજીર પંચાયતો સ્થાપશે. મી. રંગાચારીના વિચારવંત અને વજનદાર લેખ સુદ્ધાંત તે બીલ મેં તેમને આપ્યું છે. અને સંભવ છે કે જે મદ્રાસમાં નામંજુર થયું છે તે વેસ્ટમીન્સ્ટરમાં સ્વીકારાય. તે કાયદો ત્રીજા પરિશિષ્ટમાં જોવામાં આવશે.

પંચાયતની સ્થાપના વિષે મેં બીજે સ્થલે જણાવ્યું છે તે હું અહીંઆ ટાંકીશ.

"આથી ગામડાંની જરૂરિયાતો માલુમ પડશે અને જો જરૂર જણાશે તો પંચાયત ઉપરી સત્તા આગળ તે રજુ કરશે. ગામડું પંચાયતની મારફત પોતાનો સૂર કાઢશે અને હાલની માફક તે મુગું અને કવચિત કવશે હંકાતું પ્રાણી નહિ રહે, અને તે વધારે વિશાળ જીવનના સંબંધમાં આવશે. પંચાયતો વ્યાખ્યાનકારોને બોલવી શકે,ચર્ચાઓ ગોઠવી શકે, રમત ગમતની યોજના કરી શકે. ગામડાનું આખુ જીવન આ સંસ્થાવીવડે વધારે ઊંચા ભૂમિકાપર આવશે, વિસ્તૃત અને સમૃદ્ધ બનશે અને વધારમાં દરેક ગામડું, ઘણું ગામડાંનાં આખા જથ્થાનો એક ભાગ હોવાથી બીજાની સાથે એક બનતું જશે અને આમ વધારે વિશાળ તંત્રના અંગરૂપ બનશે.

ગ્રામ્ય પ્રદેશમાં જેમ ગામડું છે તેમ શહેરમાં તેના વૉર્ડ હોય છે. ગામડાંની માફક વૉર્ડની પંચાયત પણ દરેક રહીશના મતથી ચુંટાવી જોઇએ. ૫,૦૦૦ થી વધારે વસ્તીવાળાં બધાં શહેરોમાં મ્યુનિસિપાલિટીની સત્તા નીચે વૉર્ડની પંચાયતો હોવી જોઇએ. એથી ઓછી વસ્તીવાળાં ગામમાં વૉર્ડની પંચાયત મ્યુનિસિપાલિટી તરીકે કામ કરશે. શહેરને લગતી જે નાની બાબતોની હાલ ઉપેક્ષા કરવામાં આવે છે તે વૉર્ડનાં મંડલોએ પોતાના હાથમાં લેવી જોઇએ કારણકે મ્યુનિસિપાલીટી ઉપર કામનો ઘણો બોજો હોવાથી એવાં નાનાં કામની વ્યવસ્થા તે કરી શકતી નથી. દરેક વૉર્ડમાં આવેલી પ્રાથમિક શાળા તે વૉર્ડનાં મંડલને હસ્તક હોવી જોઇએ; રસ્તાની સ્વચ્છતા અને સામાન્યરીતે આરોગ્યની બધી બાબતો, અને શેરીઓ તથા પાયખાનાંની સ્વચ્છતા ઉપર દેખરેખ, ભાડાંના વાહનો માટે અને ગાડાંને ઘોભવાની જગ્યાઓ, ઘોડા અને ઢોરને પણી પીવાના હવાડા, ખોરાકની દેખરેખ અને તેમાં થતા ભેળસેળનો અટકાવ, ફ્રાંસની માફક નાના ટંટાની લવાદી—વેપારીને સ્થાનીક ન્યાયાધીશ તરીકે નીમવાથી ઘણા દાવા અદાલ-

તમાં જતા અટકે છે—કારખાનાં, કુવા વગેરેની તપાસ—આ બાબતોની વ્યવસ્થા સ્વાભાવિક રીતે વૉર્ડનાં મંડળોએ કરવી જોઇએ. જ્યાં મ્યુનિસિપાલીટી હોય ત્યાં તે સંસ્થા પોતાને યોગ્ય લાગે તે બાબતો વૉર્ડના મંડલને સોંપશે.

## (क) તાલુકા બોર્ડ.

સ્થાનિક સ્વરાજ્યના પ્રથમ પગથિયા તરીકે ગ્રામ્યપંચાયત અને જીલ્લા સભા રહેશે. જુદા જુદા પ્રાંતોમાં એનાં નામ જુદાં જુદાં રહેશે. અમારો મદ્રાસ ઇલાકો ૨૬ જીલ્લાઓમાં વ્હેંચાયલો છે અને એ જીલ્લાઓની વ્હેંચણી ૯૬ તાલુકાઓમાં થએલી છે. ડીસેન્ટ્રાલાઇઝેશન કમીશનના રીપોર્ટમાં સામાન્ય માહિતીને માટે એ તાલુકાઓને સબ-ડીસ્ટ્રીકટનું નામ આપવામાં આવ્યું છે; પરન્તુ તાલુકા અથવા મદ્રાસની બહારના તેવા વિભાગો બોર્ડની સત્તાની નીચે રહેવા જોઇએ. ઉપરના રીપોર્ટમાં તેમને સબ-ડીસ્ટીકટ બોર્ડ કહેવામાં આવે છે પરન્તુ પંચાયત અને જીલ્લા સભા વચ્ચેની સભાના અગાલના ચોક્કસ વિભાગ તરીકે તેજ રીપોર્ટ તેને માટે તાલુકા અથવા તહેશીલ એ નામ વધું પસન્દ કરે છે. આ દરેકમાં એક સભા હોવી જોઇએ અને તે ભાગમાં મતદાર શખ્સો તથા પંચાયતોને તે માટે ચુંટણી કરવાનો હક્ક હોવો જોઇએ. મતને માટેની લાયકાત માત્ર મિલ્કતનીજ છે પણ એમાં પાછળથી સુધારો કરી શકાશે. પંચને આ પ્રમાણે તેની જાહેર સેવાને લીધે બીજો મત મળશે અને તેમના ખાસ પ્રતિનિધિઓ તાલુક સભામાં હશે અને તે દરેક પ્રતિનિધિ પોતાના ગામનો પક્ષ રજૂ કરશે. ડીસેન્ટ્રલાઇઝેશન કમીટીનો રીપોર્ટ મજબુત રીતે ભલામણ કરે છે કે આ સભાઓ સ્થાનિક સ્વરાજ્યની યોજનાનો એક જરૂરી ભાગ ગણાવો જોઈએ તેની પાસે પુરતાં સાધનો અને તે મોટા પ્રમાણમાં સ્વતન્ત્ર રહેવી જોઇએ.

તેમનાં કાર્યમાં પ્રાથમિક શાળા અને હાઇસ્કુલો, ગામડાંઓમાં પ્રયોગનાં ખેતરો અને આસપાસના ભાગમાં હુન્નરશાળાઓ—એ બધા ઉપર દેખરેખ અને અંકુશ રાખવાનો સમાવેશ થવો જોઇએ. ગામડાંઓ વચ્ચેના રસ્તાઓ અને જ્યાં જરૂર હોય ત્યાં બત્તીઓ, પાણીના માર્ગ, ગામડાંની બહાર પરંતુ તાલુકામાં આવેલી પાણીના બાંધકામની નહેરો—એ સૌના ઉપર તેમની દેખરેખ રહેવી જોઇએ. તેમણે સહકારી મંડળો સ્થાપવાં જોઇએ અને જ્યાં એ સ્થપાયાં ન હોય ત્યાં ગામડાના લોકોને ખેતીનો સરસામાન

ભાડે આપવાની ગોઠવણુ કરવી જોઇએ, દાણા ભરી રાખવા માટે દાણાના કોઠારો તૈયાર કરવા જોઈએ, ડેરીને માટે ખાતરો રાખવા જોઇએ, ગામડાવાળાઓને સાંઢો ભાડે આપવાની સગવડ કરવી જોઇએ, ઘોડા ઉછેરવા માટે તબેલાઓ ઉભા કરવા જોઇએ અને સામાન્ય રીતે જ્યાં સહકારી મંડલની સ્થાપના ન થઈ શકતી હોય ત્યાં હુન્નરઉદ્યોગને ખીલવવાને માટે ચોક્કસ ગોઠવણુ કરવી જોઇએ.

## (ख) જીલ્લા સભા.

આપણા કેટલાક રાજ્યદ્વારી સુધારકો જીલ્લા સભા કાઢી નાંખવા ઇચ્છે છે. હું તો હાલ તરત તેમને સાચવી રાખવાનું પસન્દ કરૂં છું.

દેશમાં સ્થાનિક સ્વરાજ્યનું ત્રીજું પગથીઉં મોટા શહેરોમાં મ્યુનિસિપાલીટી અને ગામડાંમાં જીલ્લા સભા છે. જીલ્લા સભાને માટે તાલુકાના મતદારો તથા તેની સત્તા હેઠળની તાલુકા સભાઓ ચુંટણી કરે. આથી દરેક તાલુકા સભાના સભાસદને પંચની માફક તેના જાહેર કામથી બીજો મત આપવાનો હક મળશે.

એનું કર્તવ્ય સમસ્ત જીલ્લાને લાગતું કાર્ય કરવાનું, તાલુકા સભા ઉપર દેખરેખ રાખવાનું, તથા તાલુકા સભાના ચુકાદા સામે પંચાયતે કરેલી અપીલ સાંભળવાનું ગણાશે. તે દરેક તાલુકા માટે સ્થાનિક કરનું પ્રમાણુ નક્કી કરશે, અને જીલ્લાને માટે પ્રાંતિક ધારા સભા તરફથી મળેલી મદદ દરેક તાલુકાને કેટલા પ્રમાણુમાં આપવી તે નક્કી કરશે. જીલ્લાના જાહેર બાંધકામ ખાતાને માટે ઇજનેર, પ્રાથમિક શાલાઓ અને હાઇસ્કુલો માટે ઈન્સ્પેકટરો, તન્દુરસ્તી ખાતાના ઈન્સ્પેકટરો, વિગેરે જરૂર પડતા જીલ્લા અમલદારોની નીમણુંક કરશે. જાહેર રસ્તાઓ, સ્થાનિક રેલ્વે અને પાણીનાં બાંધકામો વિગેરે તેમની દેખદેખ નીચે રહેશે. કલા-વિજ્ઞાન, ખેતી અને હુન્નર ઉદ્યોગને માટે જીલ્લા કોલેજો તથા જીલ્લાના બીજાં જાહેર મકાનો જીલ્લાં શહેરમાંજ રહેશે.

**લોર્ડ રીપનના** સમયમાં પણુ સ્થાનિક કામ કરનારી નિર્બળ સંસ્થાઓ હતી. **કીન** ટીકા કરે છે કે—

"જેનું વારંવાર વર્ણુન કરવામાં આવે છે તેવા વંશપરંપરાથી ઉતરી આવેલા ગ્રામ્યમન્ડળોમાંજ નહિ, પરન્તુ શહેરો અને નગરો કે જ્યાં

સ્થાનિક મન્ડલો શહેર સુધરાઇ અને મોહોલ્લાઓના વિભાગોની વ્યવસ્થા કરતા હોય ત્યાં પણ સ્વરાજ્યનાં બીજ નજરે પડે છે. ”

આપણી પ્રગતિ બહુ ધીમી છે, પણ આપણે કાંઇક આગળ વધ્યા છીએ, અને જ્યારે આ સભાઓ સર્વાંશે ચુંટાયેલી થશે, તેનો પ્રમુખ પણ ચુંટાયેલો હશે, તથા તેને તેના કાર્યપ્રદેશમાં ખરી સત્તા મળશે, ત્યારે આપણે વધારે ઝડપથી આગળ વધીશુ.

જ્યારે સ્થાનિક સ્વરાજ્ય હોમરૂલના એક જરૂરી ભાગ તરીકે સ્થપાશે ત્યારે આપણે જોઇશું કે ગ્રામ્ય પંચાયતો ફટકા મારવાની અને બીજી કેટલીક શરમભરેલી ઘાતકી સજાઓ કાઢી નાખશે અને ગામવાસીઓને માનને યોગ્ય, સ્વતન્ત્ર મનુષ્ય તરીકે ગણવામાં આવશે. તે ઉપરાંત અનુકુલ મધ્ય-સ્થલોએ ખેતીવાડીનું શિક્ષણ આપવામાં આવશે અને અખતરા કરવા માટે તથા કેળવણી માટે ખાસ ખેતરો સ્થાપવામાં આવશે. મ્હૈસુર રાજ્યની અન્દર એવાં ત્રણ ખેતરો છે. રૈયતને ખેતી કરવાને માટે સુધરેલી રીતો બતાવવામાં આવશે, સુગમ થઇ પડે એવું ખાતર અને ઉત્તમ જાતનાં સ્વચ્છ બી પૂરાં પાડવામાં આવશે. જંગલખાતાને લગતા કાયદાઓમાં સુધારો કરવામાં આવશે અને ખેડુતોને તેમના ઢોરને માટે ગૌચરોની જગ્યા પુરાણી પદ્ધતિ પ્રમાણે આપવામાં આવશે. મ્હૈસુરની અન્દર ત્યાંના છેલ્લા રીપોર્ટ ઉપરથી માલૂમ પડે છે, કે “ જંગલોનો મુખ્ય ભાગ બકરાં શિવાય બીજાં દરેક જાતનાં ઢોરોને ચરવાને માટે ખુલ્લો મુકવામાં આવેલો છે. ” ગામડાંના સંજોગને અનુસરતી ગ્રામ્ય શાલાઓ ઉપર અને શીખવાને ઇચ્છાવાળી મોટી ઉમરની રૈયતના શિક્ષણ ઉપર ગ્રામ્ય પંચાયત દેખરેખ રાખશે; જ્યારે તાલુકા સભાઓ ઉપર જણાવ્યા મુજબ દાણાના કોઠારો, ખેતીવાડીને લગતાં ઓજારો, સાંઢિયાઓ વિગેરે સાધનો યોગ્ય કીમતે ભાડે આપવાની વ્યવસ્થા કરશે, જે છોકરાઓ તીક્ષ્ણ બુદ્ધિવાળા હશે તેમને સ્કૉલરશીપો આપી સ્કુલમાંથી કૉલેજમાં જવાની અથવા તો કલા, ખેતીવાડી કે હુન્નરઉદ્યોગના શિક્ષણ માટે તક આપવામાં આવશે. આ માત્ર સ્વપ્નાંજ નથી પરન્તુ સ્વરાજ્ય ભોગવતા સુધરેલા દેશોમાં આ વસ્તુઓ બને છે. ૧૮૭૨ ની સાલમાં જપાનના શહેનશાહે કેલવણીની બાબતમાં એક એવું ફર્માન કાઢયું હતું કે “ હવે પછી કેલવણીનો ફેલાવો એવી રીતે કરવો જોઇએ કે કોઇ પણ

ગામમાં અજ્ઞાન કુટુંબ ન રહે, અને કોઇ પણ કુટુંબમાં અજ્ઞાન માણસ ન રહે." ચોવીસ વર્ષ પછી આપણે જોયું છે, કે નિશાળે જવાની ઉમરના જાપાનીઝ બાલકો સેંકડે બાણું ટકા નીશાળમાં જતાં હતાં. તેમ અહિંયાં પણ કેલવણીના ઉપર આપણો પોતાનો કાબુ હોય ત્યારે શા માટે આપણે પણ જાપાનીઓની માફક ના કરી શકીએ? આપણે એ ભુલવું જોઇતું નથી કે કેળવાયલા વર્ગનાં મૂળ તેમના બાપદાદાનાં ગામડાંમાંજ હોય છે, અને ઘણા વકીલોનાં સગાંઓ ખેડુત છે. જ્ઞાતિબન્ધનો છતાં પશ્ચિમના કરતાં અહિંયાં જુદા જુદા વર્ગોનું મિશ્રણ વધારે છે, અને ગામ તથા શહેરની વસ્તી એક બીજા સાથે નિકટનો સમ્બન્ધ ધરાવે છે. ગ્રામ્ય કુટુમ્બનો તીક્ષ્ણ બુદ્ધિવાળો છોકરો વકીલ થાય છે, જ્યારે મન્દ બુદ્ધિવાળો ગામડીઓજ રહે છે. કૉંગ્રેસની બીજી બેઠક પછીના અગત્યના પણ વ્યર્થ ઠરાવોમાં આ લાગણી જોવામાં આવે છે, અને જ્યારે સ્વરાજ્ય મળશે, ત્યારે તેનો અમલ થશે.

## (૬) લોકલ-ગવર્નમેન્ટ-બોર્ડ.

સ્થાનિક રાજ્યબંધારણના ઉપર લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ રહેવી જોઇએ અને તેનું કાર્ય પ્રાંતિક ધારાસભાના કાયદાથી નિર્માણ થવું જોઇએ. તે કાયદો ઇંગ્લિન્ડના લોકલ ગવર્નમેન્ટ બૉર્ડના સને ૧૮૭૧ના કાયદાના ધોરણ ઉપર રચાવો જોઇએ. અને દિલ્લીમાં ગયા મહીનામાં હોમરૂલ લીગ તરફથી અર્પણ થયેલી અરજીમાં સુચવવામાં આવ્યું હતું તે પ્રમાણે, વધારાનાં કાયદા પછીથી થવા જોઇએ. સને ૧૮૭૯ માં ઇંગ્લંડમાં રૉયલ સૅનિટરી કમિશન્ નીમવામાં આવ્યું હતું, ત્હેની ટીકાઓ અત્રે આપવી યોગ્ય છે.

"દેશમાં સર્વત્ર સ્થાનિક કારભારમાં આરોગ્ય ખાતાને મદદ અને સલાહ આપનાર, સત્તા એકહાથ કરવાને માટે નહિં, પણ સ્થાનિક જીવનને ગતિ આપવાને, તેને બળ આપનાર શકિત તરીકે એક સંપૂર્ણ સત્તાધારી પ્રધાન જરૂરનો છે."

વિલાયતમાં સ્થાનક સંસ્થાઓની મુશ્કેલીઓનું કમિશનરોએ જે વર્ણન કર્યું છે તે મદ્રાસની મ્યુનિસિપાલીટીના પ્રમુખના નિરાશાજનક શબ્દોની યાદ આપે છે.

"પોતાના ઉપર કર નાખવા સામે વિરોધ, વિજ્ઞાન સામે અણવિશ્વાસ અને આરોગ્યના નિયમો અમલમાં મૂકાવનાર સત્તાધારીઓમાંથી પણ એજ નિયમોનો ભંગ કરનારાઓની સંખ્યા આ મોટી મુશ્કેલીઓ દૂર કરવાની છે."–

હિન્દમાં સમ્પૂર્ણ સ્થાનિક સ્વરાજ્ય ન આપવાને માટે આ મુશ્કેલીઓને કારણો તરીકે અંગ્રેજો ગણે છે, તથા તેને લીધે સૈકાંઓ સુધી લંબાય એવા પ્રયોગો પણ ધીમે ધીમે થાય છે. ઈંગ્લંડમાં અંગ્રેજોને એવીજ મુશ્કેલીઓ સ્હામે થવાનું હોય છે છતાં તે મુશ્કેલીઓમાં તેઓ સ્થાનિક જીવનને ગતિમાન કરવાનાં કારણો જુએ છે.

અંગ્રેજી કાયદાનો હેતુ એ હતો કે, જાહેર પ્રજાના આરોગ્યને લગતા કાયદાઓ ઉપર દેખરેખ રાખવાનું, કંગાળને આશ્રય આપવાનું અને સ્થાનિક કારભારનું કામ સરકારના એકજ ખાતામાં લાવવું.

બૉર્ડમાં બિન પગારદાર સભ્યો હોય છે જેઓ કાંઈજ કરતા નથી— કાઉન્સિલના લૉર્ડ પ્રેસિડેન્ટ, બધા લૉર્ડ પ્રીવીસીલ, પ્રધાનો અને નાણા ખાતાનો વજીર—ખરેખર આ ભવ્ય અને પ્રતિષ્ટિત મંડળ છે. બૉર્ડને જે કરવાને સત્તા છે, તે બધું બોર્ડના પ્રમુખ કરે છે. તે પાર્લામેન્ટમાં બેસે છે અને સામાન્ય રીતે તે પ્રધાન હોવાથી ત્હેને ૨૬૦૦ પાઉંડ સાલીઆણું આપવામાં આવે છે. તેની મદદમાં એક ( જાથુકનો ) સેક્રેટરી, પાંચ મદદનીશો, એક કાયદાની સલાહ આપનાર, એક મુખ્ય ઇજિનેરી ઈન્સપેક્ટર અને એક મુખ્ય વૈદક અમલદાર વિગેરે હોય છે. જો કારોબારી સભાની આપણી યોજના નીચે લોકલ ગવર્નમૅન્ટના પ્રમુખ એક હિન્દી હોય અને શોભાને ખાતરના વધારાના સભ્યો પડતા મૂકાય તો બસ છે.

બોર્ડના કાર્યનો વિકાસ, ૧૮૩૫–૭૦ વચ્ચેના ૪૧ ધારાઓ, તથા ૧૮૧૧ થી ૧૯૦૭ સુધીના ૧૫૪ ધારાઓથી અને ગરીબ વર્ગપર દેખરેખ રાખનાર ખાતાની ફરજો બોર્ડને સોંપાઈ તે પરથી જણાય છે. ધારાશાસ્ત્રીઓ કહે છે કે આ યાદી હજી સંપૂર્ણ નથી. પણ તે પૂરતી છે. નિયમો, હુકમો, પેટાનિયમોમાં હું ઊતરવાની હીંમત કરતી નથી. જ્યારે આપણી બોર્ડ નીમાય ત્યારે તેનો પ્રમુખજ તે સમજી લે.

# પ્રાંતિક ધારાસભા અને વડી ધારાસભા.

નૅશનલ કૅાંગ્રેસ અને ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગની યોજના વરસ થયા દેશ આગળ છે, અને તે નામદાર વાઇસરોય અને હિન્દી પ્રધાન આગળ પણુ રજૂ થઇ છે. છેલ્લાં બે વરસ દરમિયાન તે અનેક દષ્ટિ બિંદુથી ચર્ચાયેલી છે અને તેથી તે વિષે હું અહિં વિવેચન કરતી નથી. આપણે સર્વેએ તેની હદમાં રહી, તેને માટે પ્રમાણિકપણે અને ઉત્સાહથી મહેનત કરી છે અને હવે આપણે યાદ રાખવાનું છે કે આપણી ફરજ એ સુધારાઓ હેઠળ, જે સંક્રાંતિ કાળ માટે તે યોજાયા છે તે દરમિયાન કામ કરી દેશને મદદ કરવાની છે. આ બાબતમાં તે ઓગણીસ સભાસદોની નોંધથી જુદી પડી જાય છે, કારણુ કે તે તો લડાઇ પછીના સુધારા તરીકે સૂચવવામાં આવ્યા હતા. કૅાંગ્રેસ લીગની યોજના તો હાલની સ્થિતિમાંથી ગઇ કૅાંગ્રેસના ઠરાવના ત્રીજા ભાગમાં જણાવેલી સ્થિતિ વચ્ચેના પુલ સમાન છે. એ ભાગ નીચે મુજબ છે:—

"સામ્રાજ્યની પુનર્ઘટનામાં હિન્દુસ્થાનને પરતંગતામાંથી મુકત કરીને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની માફક સામ્રાજ્યનું સરખું ભાગીદાર ગણુવામાં આવશે."

આ હવે આપણું લક્ષ્યબિન્દુ થયું છે. કૅાંગ્રેસની યોજના જ્યાં સુધી ન મળે ત્યાં સુધી આપણે ચળવળ કરવાનું ચાલુ રાખવું જોઈએ. જે યોજના છેવટે ઘડાશે તેમાં તો અલબત સંપૂર્ણ સ્વરાજ્યમાં દેશી રાજ્યોનું સ્થાન, સામ્રાજ્યની મુખ્ય સભા કે પાર્લામેન્ટ કે પ્રધાન મંડલમાં હિંદી પ્રતિનિધિઓનું પ્રમાણુ વગેરેનો સમાવેશ થશે. એ પ્રશ્નો હાલની સંક્રાંતિકાળ માટેની યોજનામાંથી જાણી જોઇને મૂકી દેવાયા છે. સામ્રાજ્યની પુનર્વ્યવસ્થામાં હિન્દને એક તાબાના મુલકની સ્થિતિમાં કાઢી સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો સાથે સરખા દરજ્જા ઉપર મુકવું જોઇએ.

પ્રાંતિક ધારાસભાના કામના સામાન્ય સવાલો વિષે હું કહીશ કે તેનું કાર્ય જીલ્લા સભાને મદદ આપવાનું હશે અને તે સભા તાલુકા અને ગ્રામ્ય સભાઓને તે વ્હેંચી આપશે. જ્યાં સુધી કોઈ પણુ જાતની અનિયમિતતા લોકલ ગવર્નમેંટ પ્રમુખ ન જુવે ત્યાંસુધી એ બોર્ડના મદદના ઉપયોગની વચ્ચે કોઇએ આવવું જોઇએ નહીં. જો આપણુને ખરેખર સ્થાનિક

સ્વરાજ્ય જોઇતું હોયતો સંસ્થાઓને સ્વતંત્ર રીતે કામ કરવાની તથા—ખાસ હાનિકારક નીવડે ત્યાં સુધી—ભૂલ કરવાની પણ છુટ મળવી જોઇએ.

ત્હેમના કાર્યનો બીજો એક મોટો ભાગ ત્હેમના ઇલાકાઓમાં ઉદ્યોગનો વિકાસ કરવાનો તથા સામાન્ય ઉપયોગને માટે શોધખોળના પ્રયોગ કરી, તે માટેનો ખેવડો ખર્ચ થતો અટકે એવી રીતે જીલ્લા સભાઓને મદદ કરવાનો છે. આ પ્રમાણે મ્હેસૂરમાં શેરડી, ભાત, ભોંયશીંગ, અરીઠાં વિગેરે વસ્તુઓના સંબંધમાં આખા રાજ્યને ઉપયોગી થઈ પડે એવા અખતરાઓ કરવામાં આવ્યાં હતાં. સાંચા કામ અને ઓજારોનો ઉપયોગ બતાવનારા પ્રદર્શનોની તો પ્રાંતિક સભા ઉત્તમ રીતે વ્યવસ્થા કરશે. તેમજ ગોળ બનાવવાની સુધરેલી પદ્ધતિ તથા ખાતરને સાચવી રાખવાની રીત બનાવનારા પ્રદર્શનો કે જે જોવાને માઇસોરમાં રૈયતના ટોળાં આવ્યાં હતાં તે પણ તે જ અમલદાર ગોઠવશે. ભાષણો અને દેશી ભાષામાં તે વિષયના સાહિત્યનો ફેલાવો પણ થાય છે. છ નવી જાતના હળો દાખલ કરવામાં આવ્યાં છે, અને ભાડે લઈ ખરીદવાની પદ્ધતિસર તે વેચવામાં આવ્યાં છે. ખનીજ પદાર્થ, રસાયણો, તથા જંતુ વગેરેની તપાસ પણ એકજ યોગ્ય સાધનોવાળી મુખ્ય સંસ્થામાંજ ઉત્તમ રીતે થાય. પરંતુ એ વિગતો અનુભવથી નક્કી થશે. હાલ તો માઇસોરમાં જે હકીકત રૈયતને પૂરી પાડવામાં આવે છે તે તેમને ઘણી પસંદ પડે છે એ વાંચી સંતોષ થાય છે.

હિન્દી રાજ્યમાં હિન્દીઓ હિન્દીઓને માટે શું કરે છે તે બતલાવવાનેજ હું આ હકીકત જણાવું છું. તેથી બીકણુ લોકોની ખાત્રી થાય કે સ્વરાજ્યથી આપણો નાશ નહિ પણ આબાદીજ થશે.

## વિભાગવાર સ્વરાજ્ય.

હાલ થોડોક વખત થયાં ઍંગ્લો ઇન્ડિયન છાપાંઓમાં સંભાળપૂર્વક ઇશારા તથા લખાણુ કરી એક નવીન યોજના આ દેશમાં બહાર પાડવામાં આવી છે. તે વિભાગવાર સ્વરાજ્યના નામથી ઓળખાય છે. તેને યુરોપિયનો આતુરતાથી પકડી લે છે. તે બે પ્રકારના સત્તાધારીઓ સ્થાપે છે; એક હાલના ધોરણુપર સઘળી સાચી સત્તા તથા પૈસા પર અંકુશવાળા પણ પ્રજાને જવાબદાર નહિ એવા, અને બીજા, સરકારના એક યા વધારે ખાતાં ઉપર અમલવાળા, ચુંટાયેલી સભા અને જવાબદાર પ્રધાનમન્ડળની છાયારૂપ,—કારણુ કે સાચી સરકારને પસંદ પડે તો તેમને વધારે સત્તા

આપાય, અને જો તે નાખુશ હોય તો તેમની સત્તા લઈ પણ લેવાય. કેળવણી અને આરોગ્ય જેવાં અગત્યના ખાતાંઓ કે જે માટે ભારે ખરચની જરૂર પડે તે તેમને સોંપીને, તંગીને બહાને તેમને આપવામાં આવતા પૈસા ઘટાડીને, તેમની નિષ્ફળતા સાચી સરકાર નક્કી કરી શકે. અને પછી તેમને નાલાયક ઠેરવી તિરસ્કારથી બરતરફ કરી શકાય. આ બાબતમાં સ્થાનિક સરકારનો ઘડો ધ્યાનમાં રાખવો જોઇએ, કારણ કે તે પણ એવીજ પધ્ધતિની કસોટી હતી, અને તેમાં અમલદારોએ આ નવી યોજનાની સાચી સરકારનો ભાગ ભજવ્યો હતો. અથવા તો સાચી સરકાર તેમના કાર્ય માટે નજીવાં ખાતાંઓ સોંપે કે જેથી કરીને તેઓ નિષ્ફળ નીવડે તો હરકત નહીં અને દેશ પણ તેમના સંબન્ધમાં બેદરકાર રહે. આ યોજના સામે બીજા ઘણા વાંધા છે. તે ખરેખર રોટલાને બદલે ધુળ આપે છે. પરન્તુ મૂળ વાંધો તો એજ છે કે જ્યારે હિન્દ સ્વરાજ્ય માંગે છે ત્યારે તે હિન્દને સદંતર આધીન રાખે છે. અધિકારી શાસનના લક્ષણરૂપ આ યોજના હિન્દની શક્તિમાં અણવિશ્વાસ દાખવે છે, અને એવો વિચિત્ર દાવો કરે છે કે બીજું રાષ્ટ્ર હિન્દ ઉપર અમલ ચલાવવા, તથા પોતાના ભંડારમાંથી તેને સ્વતન્ત્રતાના ટુકડાઓ નાંખવા માંગે છે તેથી તેણે હમેશ પરાધીન દશામાંજ રહેવાનું છે. સારા જગતમાં બ્રિટન તથા મિત્ર રાજ્યોએ જે સિધ્ધાંતો જાહેર કર્યા છે તે સર્વેનો તે યોજના નકાર છે. કોંગ્રેસે સુધારાની નિશ્ચિત યોજના માંગી છે; તેના આવશ્યક સિધ્ધાંતો સ્વીકારાયા વગર તે સન્તોષ પામવાની નથી. આપણે કદાચ વધારે માંગીએ, પણ આપણે તેથી ઓછું લઇ શકીએ નહિ. સ્વતન્ત્રતાની લડતમાં પ્રજા આગળજ વધે, પાછળ નહિ.

## ડેપ્યુટેશન.

આ યોજનાના અમલ માટે જે ધારો પાર્લામેન્ટમાં પસાર થવાનો હોય તે સમ્બન્ધમાં ચર્ચા ચલાવવા જો હું ધારૂં છું તેમ, તમે ડેપ્યુટેશન મોકલો, તો આ યોજનાના આવશ્યક સિધ્ધાંતોને મક્કમ વળગી રહેવાની તેમને આજ્ઞા કરશોઃ પ્રાંતિક અને વડી ધારાસભામાં સંગીન બહુમતિ અને તીજોરી ઉપર સત્તા. જો આ ન આપવામાં આવે તો વધુ ચર્ચા નકામી છે; જો તે આપવામાં આવે, તો પછી આપણે ગૌણ બાબતો સમ્બન્ધી ચર્ચા કરી શકીએ.

જો આવું ડેપ્યુટેશન મોકલવામાં આવે, તો આપણે તેને ટેકો આપવા અહિં ખંત અને જુસ્સાભેર ચળવળ કરવી જોઇએ. એમ કહેવાય છે કે હિન્દની લડત તો બ્રિટનમાં લડવાની છે. અને તે એ અર્થમાં કે આપણે આપણી માંગણીઓ બ્રિટન પાસે સ્પષ્ટ રીતે મૂકવી જોઇએ. આ વાત ખરી છે. પરન્તુ ખરી લડત તો અહિંજ લડાશે, કારણ કે હિન્દ દૃઢતાથી જે માંગશે તેટલી હદ સુધીજ બ્રિટન સ્વભાવિક રીતે ધારાઓ ઘડશે. ત્યાંનું મહાન મજુરમંડળ તેના મતથી આપણને મદદ કરશે, પરન્તુ આપણે સ્વતન્ત્રતા મેળવવાનો નિશ્ચય કર્યો છે તે આપણી વૃત્તિથી આપણે બતલાવી આપવું જોઇએ.

## દેશી ભાષા.

જે નવી સત્તા લોકોના હાથમાં મૂકવામાં આવશે તે સમ્બન્ધમાં તેમને મદદ કરવા માટે પણ આપણે ઘણું કરવાનું છે. અને તે માટે, પ્રાંતની ભાષામાંજ કાર્ય થવું જોઇએ, કારણ કે માતૃભાષાદ્વારાજ પ્રજાના હૃદય તથા મન ઉપર અસર થઇ શકે.

મોડા વહેલાં, અને બને તો વ્હેલાજ, ભાષાના ધોરણ ઉપરજ પ્રાંતોના વિભાગ થવા જોઇએ. અને થોડો વખત રાજ્યકાર્ય માટે એ ભાષા મુકરર થવી જોઈએ. કૅનેડાના કેટલાક ભાગમાં જેમ ફ્રેન્ચ અને અંગ્રેજી છે તેમ અહિં અંગ્રેજી અને માતૃભાષા ગણાવી જોઇએ. તોજ પ્રજા જાહેર જીવનમાં પૂરતો ભાગ લેવાને શક્તિવાન થશે.

# નવું લક્ષ્યબિન્દુ.

## આપણું નવું લક્ષ્યબિંદુ શું છે?

કૉંગ્રેસના ઠરાવની ત્રીજી કલમને અમલમાં મુકવાને માટે આપણે એક યોજના ઘડી કાઢવી જોઇએ. આ આપણે માત્ર બ્રિટીશ હિન્દના સંબંધમાંજ કરી શકીએ. (૧) દેશી રાજ્યોનું સ્થાન કેવું હોવું જોઇએ તે વિષે તો વડી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે થયેલાં તહનામાં પ્રમાણે વિલાયતે વિચાર કરવો પડશે. આપણે બ્રિટીશ હિન્દમાં એટલુંજ જોવાનું છે કે જે દેશી રાજા પોતાના રાજ્યમાં સ્વતંત્ર સત્તા ધરાવતા હોય અથવા તો બ્રિટીશ હિન્દમાં સ્વીકારાએલાં ધોરણસર રાજ્ય ચલાવતો ન હોય તેમને આપણી ધારાસભામાં સત્તા મળે એવી વ્યવસ્થા ન થાય. અને દેશી રાજ્યને બ્રિટીશ

હિન્દમાં એવી કોઈ પણુ સત્તા હોવી ન જોઇએ કે જે સત્તા હિન્દી સરકારને દેશી રાજ્યમાં ન હોય. (૨) સમગ્ર સામ્રાજ્યની એકત્રિત સત્તાના સંબંધમાં હિન્દને તેની અગત્યના પ્રમાણુમાં સ્થાન મળવુંજ જોઇએ. નહિ તો સામ્રાજ્યને લગતા સર્વસામાન્ય પ્રશ્નોમાં ઇંગ્લાંડ અને સંસ્થાનો હિન્દ ઉપર સત્તા ભોગવશે અને કદાચ હિન્દ તેમની એક જાગીર થઇ જશે. એટલુંજ નહિ પરંતુ હિન્દના હુન્નર ઉદ્યોગોનો પણુ નાશ થશે. કેટલેક સ્થળેથી સૂચના થઈ છે તે પ્રમાણે જો લડાઇના પ્રધાન મંડલને યુધ્ધ બાદ સત્તાનું કેંદ્રસ્થાન બનાવવામાં આવે તો તેની સત્તા માત્ર સામ્રાજ્યના બચાવના પ્રશ્નો ઉપરજ હોવી જોઇએ. સ્વરાજ્ય ભોગવતી સામ્રાજ્યની પ્રજાઓને પુછ્યા સિવાય બીજો કોઈ પણ પ્રશ્ન સામ્રાજ્યની સભામાં મુકાવો ન જોઇએ. જો એક પણ પ્રજા તેની વિરૂદ્ધમાં હોય તો તે પ્રશ્ન છોડી દેવાવો જોઇએ. સામ્રાજ્યના બચાવના ખર્ચનો હિસ્સો આપવા સિવાય વેપાર તથા નાણાંની રાજનીતિના સંબંધમાં હાલમાં સંસ્થાનોની માફક દરેક પ્રજાને સંપૂર્ણ સત્તા હોવી જોઇએ.

આપણાં નવાં લક્ષ્યબિન્દુના સંબન્ધમાં આપણે ૧૯૧૮ ની સાલમાં કોંગ્રેસ અને મુસ્લીમ લીગની સુધારાની યોજનાને ફતેહમંદ બનાવવા ઉપરાંત નીચે સુચવેલાં ધોરણુ ઉપર ભાષણો, વાવવિવાદો, જાહેર પત્રોમાં લેખો લખીને પ્રજાકેળવણીનું કાર્ય હાથમાં લેવું જોઇએ. ૧૯૧૮ ની સાલની કોંગ્રેસ વખતે—જો યુધ્ધને અન્તે સામ્રાજ્યની નવેસરથી થનાર ઘટનામાં વિલંબ થાય તો—આખા વર્ષમાં જે ચર્ચા થઈ હોય તેના તાત્પર્ય રૂપે સૂચવેલા ધોરણુ ઉપર આપણે એક યોજના ઘડી કાઢવી જોઇએ, અને ૧૯૧૯ની કોંગ્રેસમાં તો તે યોજના આપણે પસાર કરી દેવી જોઇએ. આ કાર્યમાં મુસ્લીમ લીગના બંધુઓ આપણુને સંપૂર્ણ મદદ આપશે એવી આશા આપણે રાખીએ છીએ.

ઉપર સૂચવેલું ધોરણુ નિચે મુજબ છે:—

(૧) દરેક ધારાસભામાં બધા સભાસદો ચુંટી કાઢેલા હોવા જોઇએ.

(૨) સરકારી નોકરોને મત આપવાનો હક રહેશે. પરંતુ તેઓ ધારાસભામાં બેસવા માટે ઉમેદવાર તરીકે ચુંટણીમાં બહાર પડી શકશે નહીં. અને જ્યાં સુધી તેઓ સરકારી નોકરી કરતા હોય ત્યાં સુધી રાજકીય

વિષયની ચર્ચામાં ભાગ લેશે નહી. આ નિયમ પેન્શનરોને લાગુ પડતો નથી.

(૩) વડી તેમજ પ્રાંતિક ધારા સભાઓનું એકજ મંડળ ( Unicameral ) હોવું જોઇએ.

(૪) શહેનશાહ પોતાની સત્તાથી હિન્દી પ્રધાનની સંમતિ લઇને ગવર્નર જનરલ, ગવર્નરો, પ્રીવી કાઉન્સીલરોની નીમણુક કરશે તથા ધારા સભાના એક સભાસદને પ્રધાન મંડળ રચવાને કહેશે. આ પ્રધાનમંડળના સભાસદો પ્રીવી કાંઉન્સીલના સભાસદો તરીકે સોગંદ લેશે. પણ તેઓ ધારાસભામાં પસાર થયેલા અણુવિશ્વાસના ઠરાવથી બરતરફ થશે.

(૫) હિન્દના બચાવ માટે હિન્દી લશ્કર તથા દરિયાઈ કાફલો શહેનશાહના પ્રતિનિધિ વોઇસરોયની સત્તા હેઠળ રહેશે અને હિન્દના મહેસુલમાંથી તે નીભાવવામાં આવશે. સામ્રાજયના બચાવમાં હિન્દનો હિસ્સો કેટલો હોવો જોઇએ તે સામ્રાજ્યની યુધ્ધસભા અને હિન્દી સરકાર મળીને ઠેરવશે.

(૬) હિન્દ માટે વ્યાપારી વહાણોના કાફલાનું બંધારણ તથા તેને માટેના નિયમો અને તેને ઉત્તેજન આપવાનું કામ હિન્દી સરકારના હાથમાં રહેશે. પરંતુ તે યુદ્ધ પછી થએલા સર્વ પ્રજાઓ માટેના નિયમોને આધીન રહેશે.

ત્રીજી, ચોથી અને પાંચમી કલમના સંબંધમાં હું નીચે પ્રમાણે વધારાની સૂચના કરીશ.

(૩) આ દરખાસ્ત વિષે ઘણી ચર્ચા થશે. પરંતુ એમ કહેવામાં આવે છે કે હિન્દમાં પ્રવર્તતા અભિપ્રાય અને પક્ષની ભારે વિવિધતાને લીધે ઉતાવળથી કાયદા બંધાય—કે જે અટકાવવાનું કાર્ય બીજા મંડળનું ગણાય છે—એ અશકય છે. હિન્દ જેવા સ્થિતિપાલક દેશમાં સભાને બરખાસ્ત કરવાની ગવર્નરના હોદ્દાની રૂએ કુદરતી રીતે અપાએલી સત્તા અને તેની સાથે રદ કરવાની સત્તા, અંકુશના પૂરતા સાધનો આપે છે.

(૪) ઇંગ્લાંડમાં પ્રધાન મંડળ માટે કાંઈ ખાસ કાયદાનો આધાર નથી. રાજા મંત્રીસભાની સહાયથી—એટલે કે રાજા અને તેના મંત્રીઓ—રાજ્ય ચલાવે છે એમ ગણાય છે. પરંતુ બીજા જ્યોર્જ રાજાના અંગ્રેજી ભાષાના

અજ્ઞાનને લીધે મંત્રીસભાના પ્રમુખપદેથી તેને ખસવું પડયું અને ત્યાર બાદ પ્રધાન મંડળની સત્તા વધી. પ્રધાન મંડળના પ્રત્યેક સભાસદને પ્રીવી કાઉન્સિલર તરીકે સોગંદ લેવા પડે છે અને જ્યારે પ્રધાનમંડળની સત્તા જતી રહે છે ત્યારે તેના સભાસદો પ્રીવી કાઉન્સિલરોજ રહે છે.. પણ રાજ્ય દરબારના મહાન પ્રસંગે જ્યારે તેમને આમંત્રણ કરવામાં આવે ત્યારેજ તેઓ જાય છે. આપણે તાજના હકને માન આપવાનુંજ છે. પરંતુ તેની સાથે આપણે પ્રધાનમંડળને ધારા સભાને જવાબદાર બનાવીએ છીએ.

(૫) હિન્દનું લશ્કર એટલે હિન્દી અમલદારોવાળું હિન્દીઓનુંજ લશ્કર અને તેમાં હાલ જોડાયેલા અંગ્રેજ સિપાઇઓનો સમાવેશ થતો નથી. આ પ્રમાણે ટુંક સમય માટે લેવાતી લશ્કરી નોકરીની પધ્ધતિનો, લશ્કર લાવવા લઈ જવાનો, ઈંગ્લંડમાં ડીપોસ રાખવાનો તથા ત્યાં ભરતી કરવાનો ભારે ખર્ચ બચી જશે. હિન્દનું લશ્કર 'ટેરીટોરીઅલ' અને 'રીઝરવસ' નું બનાવવામાં આવશે.

## હિન્દી પ્રધાન.

હિન્દ તરફની બ્રિટનની રાજનીતીમાં મહાન ફેરફારને લીધે ૧૯૧૭ ની સાલ હિન્દના ઇતિહાસમાં હંમેશ યાદગાર રહેશે. આપણે તેને માટે મહેનત કરી છે છતાં આપણને પણ તે ફેરફાર માની ન શકાય તેટલો આશ્ચર્યકારક ઝડપથી થયો છે એમ લાગે છે. આગસ્ટની ૨૦ મી તારીખે ગયા વરસની કોંગ્રેસની પહેલી માગણી, રૂપ નહિં પણ તત્વ જોતાં, અપાઇ છે. આપણે શહેનશાહી ઢંઢેરાની માંગણી કરી હતી, કારણ કે તેજ સૌથી સુંદર અને અસરકારક માર્ગ હતો અને તેથી શહેનશાહ વધારે લોકપ્રિય પણ થાત. શહેનશાહની ઇચ્છા દર્શાવનાર ગ્રેટબ્રીટનના પ્રધાનમંડળે તે સમ્બન્ધી જાહેરનામું પાડયું છે.

હાલમાં ઈંગ્લંડના બીજા જાણીતા જાહેર પુરૂષોની સાથે નામદાર હિન્દી પ્રધાન અહિં આવેલા છે. અત્યારે એ મુલાકાતનું પરિણામ શું આવશે તે કહી શકાય નહિં. પણ હિન્દના પ્રતિનિધિઓના વિચારો નામદાર વાઇસરોય અને હિન્દી પ્રધાન આગળ જાહેર કરવાની તક આપવામાં આવી છે એ વાત હું અત્યારે જણાઉં તો તે યોગ્ય છે. લો. મા. તિલક, મહાત્મા ગાંધી, અને મને પોતાને, તેમની સાથે વાત કરવાનો પ્રસંગ અપાયો છે તેથી સિદ્ધ થાય છે કે હાલની અધિકારી શાસનપધ્ધતિની વિરૂધ્ધ મત દાબી

દેવાનો કોઇ પણ રીતે પ્રયાસ થયો નથી. કોંગ્રેસ અને મોસ્લેમ લીગના નેતાઓને પણ એજ પ્રકારની છુટ આપવામાં આવી છે. હોમરૂલ લીગ તરફ પણ તેવુંજ વર્તન રાખવામાં આવ્યું છે.

પરિણામ ઇશ્વરના હાથમાં છે. આપણી સામે થવામાં જેનો સ્વાર્થ સમાયેલો છે તે પક્ષનું બળ આપણે જાણીએ છીએ પરન્તુ ઇશ્વરના ન્યાય અને પોતાના દેશની વંશપરંપરાથી ઉતરી આવેલી ભાવનાઓને વળગી રહેનાર બ્રિટનોની મિત્રતા માટે શ્રદ્ધા છે. કોંગ્રેસ અને હોમરૂલ લીગના પ્રતિનિધિઓને આમંત્રણ કરવાની તથા તે સંસ્થાઓમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાની મજુરમંડળની ઇચ્છા એ બ્રિટીશ અને હિન્દી પ્રજાનાં બન્ધુત્વની નવી ભાવના દર્શાવે છે. આવતા મહીનામાં ભરાનારી મજુરોની વાર્ષિક પરિષદમાં પ્રતિનિધિ તરીકે ભાગ લેવાને હોમરૂલ લીગે મી. બેપ્ટીસ્ટાને નીમ્યા છે, અને તેમના તરફથી મેજર ગ્રેહામ પોલ અહીંઆ આવનાર છે. હું આશા રાખું છું કે આ કોંગ્રેસ પણ એ મજૂર પરિષદ્ માટે તેમના પ્રતિનિધિઓ નીમશે અને તેમના તરફથી આવનાર પ્રતિનિધિનું સ્વાગત કરશે. અને આ પ્રમાણે હિન્દ અને ઇંગ્લન્ડને વધારે ગાઢ સંબન્ધમાં આણી શકે એવી ગાંઠ બંધાશે. આથી તથા હિન્દી પ્રધાનના આગમનને લીધે ૧૯૧૭ નું વરસ યાદગાર કરશે.

## આપણા નજરકેદ થયેલા બંધુઓ.

મોસ્લેમ નેતાઓ મહમદ અલી અને શૌકત અલીનો હજી સુધી છુટકારો થયો નથી તેની દિલગીરી સાથે નોંધ લેવી પડે છે. ત્રણ વરસથી તેઓને જાહેર જીવનમાંથી બાતલ કરવામાં આવ્યા છે અને નજર કેદની જીવનમૃત્યુની શિક્ષા તેમને સહન કરવી પડે છે. ઉંચી ભાવનાવાળા અને ચુસ્ત દેશ ભકતોને માટે બીજી કોઈ પણ શિક્ષા આથી વધારે કડવી તથા ચીઢવનારી હોઈ શકે નહીં. જો તેમણે મોટો ગુન્હો કર્યો હોય તો પણ આટલી શિક્ષા પુરતી છે. અમે તો તેમને નિર્દોષ માનીયે છીયે અને તેમની ધર્મ ઉપરની આસ્થાને માટે માન આપીએ છીએ, અને જ્યારે તેમનો છુટકારો થશે અને સમસ્ત પ્રજા તેમને અભિનંદન આપશે ત્યારે તેમણે લાંબા સમય સુધી ભોગવેલું દુઃખ અપૂર્વ બળ ધારશે એવી અમારી ખાત્રી અને અમારી માન અને સ્નેહની લાગણી તેમને ચરણે ધરીશું.

## આપણા પક્ષ.

આપણાં રાજ્યદ્વારી મન્ડળોમાં માંહે માંહે તકરાર અને મતભેદની વૃત્તિ જોઇને આપણાં વિરોધીઓ આપણને સ્વતંત્ર રાજબંધારણ આપવાને ના પાડે છે. ખરી રીતે જોતાં સ્વતંત્રતા આપવાનું આ તો એક મુખ્ય કારણ છે. જો કે કેટલાકોને આ વિરોધાભાસ જેવું લાગશે પરંતુ વસ્તુ-સ્થિતિ શું છે?

ભિન્ન ભિન્ન જાતિઓ ભિન્ન ભિન્ન અભિપ્રાય ધરાવતી વ્યકિતની બનેલી આપણી પ્રજા સ્વતંત્રતા મેળવવાને પ્રયત્ન કરે છે. આ પ્રજા ઉપર સંપૂર્ણ સત્તા તથા અધિકારવાળી તેમજ કારોબારી હુકમોથી વધારે પડતા સુધારાના હિમાયતીઓને કચરી નાખવાની શક્તિ ધરાવતી સરકાર હાલ અસ્તિત્વમાં છે. તેની સત્તા કમી કરનાર કાયદાઓ અટકાવવામાં જે પક્ષ તેને મદદ કરે તેની સાથે તે મળી જવાની વૃત્તિ ધરાવે છે. જેમ ઇસ્ટ ઇંડીઆ કંપનીએ તેની કહેવાતી હિન્દની જીતમાં કર્યું તેમ સરકારની સ્વાભાવિક વૃત્તિ વિરોધ જોઇ નિર્બળ પક્ષની સાથે મળી જઇ સમર્થને કચરી નાંખવાનીજ છે. જો તેમાં તડ પડવાનો સંભવ ન હોય તો લૉર્ડ લીટને હિન્દના વાઇસરાય તરીકે એક ઇચ્છિત યુધ્ધના સંબંધમાં કહ્યું હતુ કે:

" જો યુધ્ધનું ખાસ કારણ ન હોય તો કાંઇપણ શોધી કાઢો"—તે પ્રમાણે તડ પડે એવા સંજોગો ઉભા કરવા શકય છે. જ્યારે દાદાભાઇ નવરોજી બ્રિટીશ પાર્લામેન્ટમાં ઉમેદવાર તરીકે બહાર પડયા હતા ત્યારે એવીજ રીત અખત્યાર કરવામાં આવી હતી. સર મંચેરજી ભાવનગરીને તેમની વિરૂધ્ધ ઉભા કરવામાં આવ્યા હતા; અને આ પ્રમાણે એક મક્કમ સુધારકને બદલે એક વિરોધીને તે સ્થાનપર મુકવામાં તેઓ ફતેહમંદ નીવડ્યા હતા. આનાથી વધુ સડી ગએલી રાજકીય સ્થિતિ બીજી કઈ હોઈ શકે?

પ્રથમ હિન્દની બે અગત્યની કોમો હિન્દુ અને મુસલમાન છે. પ્રજામાં આ બે સ્વાભાવિક પક્ષો છે અને તેના ઉપર ખ્રિસ્તી સરકાર કે જેની મહેરબાની મેળવવા માટે બન્ને પક્ષો હરિફાઈ કરે છે એ એક ત્રીજો પક્ષ છે. આને લીધેજ હિન્દુ મુસલમાનોમાં તકરાર, બખેડા તથા ગયે વરસે કલકત્તા અને લખનૌમાં લાંબી ચર્ચાને અંતે થયેલી સુલેહભરી સમજુતીને

તોડવાના સતત પ્રયત્નો થાય છે. પણ દેશી રાજ્યો કે જ્યાં રાજા એમાંથી કોઈ પણ એક ધર્મનો હોય છે અને તેને બન્નેના ઉપર રાજ્ય ચલાવવાનું હોય છે ત્યાં આમ બનતું નથી. દરેક કોમમાં એવા તો કેટલાક જરૂર મળી આવશે કે જેઓ કોમના વધારે સમજુ અને લાંબી દૃષ્ટિવાળાઓની વ્યવસ્થાપૂર્વક સ્થપાએલી રાજ્યદ્વારી સંસ્થાઓએ કરેલી સમજુતીથી પોતાને બંધાયેલા માને નહીં. એ અનિયંત્રિત બીનજવાબદાર બીન અધિકારી લોકોનું ટોળું ખાનગી રીતે અધિકારીઓ તરફથી અપાયલી ધાસ્તી યા તો લાંચની લાલચમાં સરકારને તેના કાર્યમાં મદદ કરી પોતાના પક્ષને માટે ખાસ હકો મેળવવાની આશામાં સરકાર તરફ હંમેશ વળી જશે.

આનેજ પરિણામે મદ્રાસ ઈલાકામાં બ્રાહ્મણ વિરૂધ્ધ ચળવળ ઉભી થએલી છે. તેની મદદમાં ત્રણ વર્તમાન પત્રો છે પરંતુ તેના મંડળમાં સભાસદો તો બસો પાંચસોજ છે અને તે પણ આજે 'મદ્રાસ પ્રેસીડેન્સી એસોસીએશન' નામની સાચી અ બ્રાહ્મણોની સંસ્થાથી ઝાંખી પડી ગઈ છે. આ સંસ્થાના માનવંત નેતા દીવાન બહાદુર પી. કેશવ પીલ્લે છે અને તે સંસ્થામાં આજે હજારો સભાસદો છે. બ્રાહ્મણ વિરૂધ્ધ ચલાવવામાં આવતી ચળવળનો હેતુ રાજ્ય કાર્યભારમાં ઓધ્ધાઓ મેળવવાનો છે અને તે સ્વરાજ્યવાદીઓની સામા થવાથી તથા સરકારની ખુશામત કરવાથી સહેલાઇથી પાર પડશે એમ તે આશા રાખે છે. બીજા પ્રાંતોમાં પણ આવી જાતની ચળવળ ઉભી થઈ છે અને તેનો પણ હેતુ એજ છે કે કોઈ પણ પ્રકારે સ્વરાજ્યવાદીઓનો વિરોધ કરવો.

આ પક્ષોના સંબંધમાં આપણે ચિંતા કરવાની નથી. કારણકે જ્યાં સુધી હિન્દ બીન જોખમદાર સરકારના અધિકાર નીચે છે ત્યાં સુધી તો તે આવા ભેદો ઉભાજ કરશે.

જ્યારે આ ત્રીજો—પ્રજાની બહારનો પક્ષ રાજ્ય કરતો બંધ થશે ત્યારે પ્રજાકીય પક્ષો રાજકીય સમષ્ટિના સિધ્ધાંતોના ભેદથી નોખા પડી ગયેલા અંગો બનશે. સત્તાના ઉપયોગથી તેમનામાં જવાબદારીનો ખ્યાલ આવશે અને તેને લીધે આ ક્ષણિક મુશ્કેલીઓ અને મતભેદોને આપણે તૃણના મેરૂ સમાન જોઈ લઇએ છીએ અને તેને જોઇએ તે કરતાં વધુ મહત્વ આપીએ છીએ. જ્યારે આપણે સ્વરાજ્ય લઇશું ત્યારે તે પોતાનું યોગ્ય સ્થાન લેશે.

## છુટાછવાયા સુધારા.

કૉંગ્રેસ જ્યારથી શરૂ થઈ ત્યારથી તેને જે છુટાછવાયા સુધારાઓ માગ્યા છે તેના ઉપર હું બીલકુલ વિવેચન કરવા માગતી નથી. કૉંગ્રેસના અનુયાયીઓ વારંવાર માગીમાગીને થાક્યા છે અને તેઓ વધુ મતે એમ ધારે છે કે હોમરૂલ યાને સ્વરાજ્યના ઉપર આપણું બધું બળ એકત્રિત કરવાની જરૂર છે. કારણ કે એક વાર લોકોના હાથમાં જો સત્તા આવે તો તેઓ ખરાબ કાયદાઓને દૂર કરી તેને બદલે સારા કાયદાઓ ઘડી શકે.

હિન્દની ધારાસભાઓ કૉંગ્રેસમાં પસાર થયેલા ઠરાવો એક પછી એક લઇને, બદલાયેલી વસ્તુસ્થિતિને લાગુ પડતા હશે તે પ્રમાણે કાયદાઓ ઘડી તેનો અમલ કરશે. સ્વતંત્ર હિન્દ ન્યાય અને કારોબારી ખાતાઓ જુદા પાડશે અને ન્હાના ન્હાના ન્યાયના ખાતાઓ હાઇકૉર્ટની સત્તા નીચે મુકશે. કેળવણી સંબંધી કાયદાઓ પસાર કરશે, પંચ મારફતે ગુન્હાઓની તપાસ પ્રચલિત કરશે, હિન્દની બહાર વસેલા હિન્દીઓનું રક્ષણ કરશે, જમીનનું મહેસુલ યોગ્ય ધોરણ ઉપર ગોઠવશે, હિન્દના હુન્નર ઉદ્યોગોની ખીલવણી કરશે, દેશની નોકરીઓ ઉપર લાયક દેશીઓની નિમણુક કરશે, રાજ્ય-કારોબાર એવી રીતે ગોઠવશે કે તેમાં વર્ણભેદની અસમાનતા દૂર થશે અને લશ્કરી ખાતા માટે શાળાઓ સ્થાપી હિન્દના યુવકોને લશ્કરી અમલદારો થવાને લાયક બનાવશે. -

કાયદેસર ચલાવવામાં આવતી ચળવળ—વિરૂધ્ધ ઘડેલા ખાસ કાયદાઓ કે જેમાં લખવાની અને બોલવાની કાયદેસર છુટ ઉપર અંકુશ મુકવામાં આવે છે તે ગ્રેટ બ્રિટનમાં મનાય છે તેમ એક સુધરેલી પ્રજાને અણછાજતું ગણી રદ કરવામાં આવશે. છુપી પોલીસની ખબર ઉપરથી તેમજ માજીસ્ટ્રેટના ખાનગી રીપૅાર્ટ પરથી કે માત્ર શક ઉપરથીજ વગર તપાસે દેશનિકાલ કરવાની, કેદ કરવાની, માલ મીલકત જપ્ત કરવાની, નજરકેદ કરવાની વગેરે સત્તા કારોબારી સરકાર પાસેથી લઈ લેવામાં આવશે. આથી કોઈ પણ માણસને તેના ઉપર તેનો ગુન્હો સાબીત થયા સિવાય શિક્ષા થઈ શકશે નહિ અને બચાવ કરી લેવાની તેને પૂરતી છુટ આપવામાં આવશે. માજીસ્ટ્રેટો અને પોલીસ અમલદારો શાન્તિપૂર્વક ચલાવવામાં આવતી રાજકીય ચળવળ, સરઘસો તેમજ સભાઓ અટકાવી

શકશે નહીં. ટુંકમાં હિન્દ મેગ્ના ચારટા અને બીલ ઑફ રાઇટ્સથી મળેલા માનુષી હકો ફરીથી ભોગવતું થશે.

એક સ્વતંત્ર દેશમાં એક સ્વતંત્ર મનુષ્ય તરીકે રહેવામાં જે આનંદ સમાયેલો છે તેનો વિચાર કરો. તેમજ દુનિયાની સુધરેલી પ્રજા સાથે સમાન હોવાનો, બંધનની ઝેરી હવામાંથી મુકત થયેલા હિન્દના વાતાવરણમાં રહેવાનો, અને જાહેર તપાસ સિવાય વ્યકિતની સ્વતંત્રતા અને માલમીલકતની સહીસલામતીને હાથ ન લગાડાય એવી સ્થિતિનો વિચાર કરો! અંધકારથી છવાયેલી સરકારના તુરંગોથી, અજાણપણે કોઈ પણ માણસ ગુન્હેગાર થઈ શકે નહી; આપખુદી સરકારના શાસનના પ્રતિબંધન વગરના, કેવળ કાયદાના અમલવાળા દેશમાં, સંસ્કારી મનુષ્યની સાધારણ સ્વતંત્રતા ભોગવી શકાય તેનો પણ વિચાર કરો. એ સર્વે આપણે સ્વરાજ્ય મળ્યા પછીજ પ્રાપ્ત કરી શકીએ.

## ઉપસંહાર.

મારા પ્રતિનિધિ બંધુઓ, આપનો મેં આટલો બધો સમય લીધો છે તે માટે હું આપની ક્ષમા યાચું છું. મારા જીવનમાં આજ સમયે હું આ રાષ્ટ્રીય પરિષદ્‌ની ખુરસી ઉપર આવી શકું અને જે દેશને આપણે સર્વ ચાહિયે છીએ તેને વિષે મારૂં હૃદય આપ સન્મુખ ખોલી શકું. વર્તમાન બારીક સમયમાં, તમારા એક નેતા તરીકે આવતા વર્ષમાં તમારી સમક્ષ બોલવાને હું છુટી રહી શકીશ કે કેમ તે કોણ કહી શકે? તમારા પ્રમુખ તરીકે ચુંટી કહાડવામાં તમે મારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખ્યો છે, અને જ્યાં સુધી હું બેવફા ન નીવડું ત્યાં સુધી તમારી સાથે તમારા પ્રમુખ તરીકે કામ કરવામાં મારા ઉપર વિશ્વાસ રાખો. તમો હમેશાં મારી સાથે એકમત થઈ શકો નહી અને તમારી ટીકામાંથી હું બચી જવા માંગતી નથી. મારા દુશ્મનો મારી વિરૂદ્ધ જે કંઈ બોલે તે માટે તે ખરૂંજ છે એમ તમો માની લેશો નહી, કારણ કે તેઓને જવાબ આપવાનો સમય હું બચાવી શકતી નથી. તમને સદા રાજી રાખવાનું હું વચન આપી શકતી નથી. સેવાની દૃષ્ટિએ જોતાં પ્રજાની સેવા મારીથી બનતા સર્વ પ્રયત્નોથી કરવા ચુકીશ નહીં. તમારી સાથે હમેશાં એકમત થઈ તમારી પાછળ ચાલવાનું હું વચન આપી શકતી નથી. કારણકે નેતાની ફરજ દોરવાની છે. તેણે પોતાના સહચારીઓ અને મિત્રોની સલાહ હમેશાં લેવાની છે. પરંતુ

છેવટની જોખમદારી પ્રજા સમક્ષ નેતાનીજ હોય છે એટલે છેવટનો નિર્ણય તો તેનોજ હોઈ શકે. એક સેનાધિપતિએ પોતાના લશ્કર અને અમલદારો કરતાં વધારે દૂરદર્શી થવું પડે છે અને યુધ્ધ ચાલતું હોય ત્યારે દરેક હિલચાલ વિષે ત્યાં સમજુતી આપી શકાતી નથી. પરિણામ ઉપરથીજ તેના ખરાખોટાનો નિર્ણય થઈ શકે. માત્ર પ્રેમ અને સેવાથીજ મારી જાતને હું એક હિન્દી ગણું છું. અત્યાર સુધી મેં નેતાનો દાવો કર્યો નથી પરંતુ માત્ર મોખરે રહીને યુદ્ધમાં હું લડી છું, અને બને તેવી સેવા બજાવી છે. અને હવે તમારી પસંદગીથી મને તમે આપેલું સ્થાન હું સ્વીકારૂં છું અને તે સ્થાનને શોભાવવા મારાથી બનતું કરીશ.

મારે વિષે આટલું બસ થશે. આપણે હવે ભારત માતાનો વિચાર કરીએ. હિન્દને સ્વતંત્ર અને બીજી પ્રજાઓમાં પોતાનું મસ્તક તે ઉંચું રાખી શકે તેવું જોવું, તેનાં સંતાનો સર્વત્ર સન્માન પામે તે જોવું, તેના મહાન ભૂતકાળને અનુરૂપ તે થાય અને તેથી પણ મોટું ભવિષ્ય બાંધવામાં તે મચી રહે એ જોવું અને તેને માટે કામ કરવું, તેમજ તેને માટે સહન કરવું, તેનેજ માટે જીવવું અને તેનેજ માટે મરવું એ ઉત્તમ નથી ? પોતાના ધર્મને માટે આપણામાં પ્રેમ ઉત્પન્ન કરે એવો ભારત શિવાય બીજો કોઈ દેશ હશે ખરો ? પ્રજાઓની માતા લેખાતી ભારત ભૂમિના સાહિત્ય અને તેની અપૂર્વ વીરતા માટે આપણને પ્રેમ છે, તેમજ તેનાજ ગર્ભમાંથી ઉત્પન્ન થયેલી યુરોપ અને અમેરિકાની પ્રજા આજે સમસ્ત સંસારને દોરી રહી છે. અને જ્યારથી કુરૂક્ષેત્રની રણભૂમિમાં હિન્દની તલવારને મ્યાન કરવામાં આવી ત્યારથી યુરોપ અને એશિયાની પ્રજાનાં ટોળાં તેની સરહદ ઉપર ચઢી આવવા લાગ્યાં, તેનાં શહેરોનો નાશ કર્યો, તેના રાજાઓને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. ભારતવર્ષ શિવાય બીજા કયા દેશે આવું સહન કરેલું છે ? તેઓ હિન્દને જીતવાને આવ્યા હતા પરંતુ તેઓ હિન્દમાંજ સમાયા અને આખરે આ વિધવિધ પ્રજાઓમાંથી પરમાત્માએ એક પ્રજા ઉપજાવી કહાડી છે અને તેમાં હિન્દનાજ સદ્ગુણોનો સમૂહ એકત્ર થએલો છે એટલુંજ નહીં પરંતુ તેના દુશ્મનોના પણ ગુણો તેણે ગ્રહણ કર્યા છે અને તેના દુર્ગુણોનો ક્રમે ક્રમે ત્યાગ કર્યો છે.

યુગોના ઇતિહાસ પછી, મનુષ્યની દૃષ્ટિ પણ જ્યાં નાંખી પહોંચે નહીં એટલા પુરાતન કાળથી, ભૂતકાળની મહાન પ્રજાઓની સંસ્કૃતિ સાથે

ટકીને હિન્દ નાશ ન પામ્યુ, એટલુંજ નહી પણ તેમની ચઢતી અને પડતીની કબરો પૃથ્વીમાં દટાએલી જોઇને, પોતે લડયું છે, વિજય મેળવ્યો છે અને સહન કર્યું છે અને આ સર્વ પરિવર્તનમાંથી હિન્દ જેવું ને તેવુંજ નીકળી આવ્યું છે. વર્તમાન સમયનું હિન્દ પ્રજાઓમાં દુ:ખથી રીબાઈ રીબાઇને મૃત:પ્રાય થયા છતાં આજે પોતાનાં પુનરજીવનની રમણીય પ્રભાતમાં તે અમર, કીર્તિવંત અને નવયૌવન ધારી ઉભું છે. અને ભવિષ્યમાં ભારત માતા, સ્વાભિમાની, સ્વાવલંબી, શકિતમાન અને સ્વતંત્ર, એશીઆનું ઉજ્વલ તેજ અને એશીઆનેજ નહિ પરંતુ તે સમસ્ત જગત તેજોમય બનાવનાર આશીર્વાદ રૂપ નીવડશે.

---

Printed by G. N. Kulkarni at his Karnatak Press, 434, Thakurdwar Bombay, and Published by S. G. Banker, M.A., 251 Hornby Road, Fort, Bombay.